કવિ પ્રેમાનંદ કૃત.

# ઓખાહરણ મ્હોટું.

છાપી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલ્લર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા—અમદાવાદ.



અમદાવાદ.

શાહાપુર નવી પોળમા શ્રી " પ્રજાહિતાર્થ મુદ્રાલય "

પ્રેસમાં પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.

આવૃત્તિ ૩ જી. પ્રત ૪૦૦૦



સને ૧૯૨૦ સંવત ૧૯૭૭



કીમત ૦—૧૨—૦

કવિ પ્રેમાનંદ કૃત.

# ઓખાહરણ

# મ્હોટું.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.



અમદાવાદ.

શાહાપુર નવી પોળમા શ્રી " પ્રજાહિતાર્થ મુદ્રાલય "

પ્રેસમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

આવૃત્તિ ૩ જી. પ્રત ૪૦૦૦



સને ૧૯૨૦ સંવત ૧૯૭૭

કીમત ૦—૧૨—૦

# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરનાં દોહરા અને તેમાં રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટી, ઈશ્વરી લીલા. મૃત્યુ વિગેરે સબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો એમાં અદ્ભુત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આ કર્થક છેકે તેનો વાંચવાથીજ સારોખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ ૭।।×૫।। ઇંચ લાંબું પહોળું કાગળ ગ્લેજ ઉચાં પૃષ્ટ સંખ્યા ૩૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુઠું છતાં કિમતરૂ. ૨—૧૨—૦ પોસ્ટેજ માફ.

ગોસ્વામી શ્રી તુલસીદાસજી કૃત.

# રામાયણ.

( ગુજરાતીમાં ) શ્રી રામાયણએ શાસ્ત્રનું શાસ્ત્ર ઇતિહાસનો ઇતિહાસ વ અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષરનું અક્ષર રસમય બનેલું વાર્તામય વાંચન છે. આ તુલસીદાસની રચનામય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં ભક્તોનાં હૃદય ડોલવા લાગે છે અને ભક્તિરસથી ઉછળી ઉછળીને ઉભરાઇ જાય છે બાળબોધ ન જાણનારા સોરઠાઓનો મુળ ભાગ પણ ગુજરાતી અક્ષરમાં રખેલો છે. જેથી થોડું ભણેલાં સ્ત્રી પુરૂષો તુલસીદાસની અમૃત વાણી ઘણીજ સહેલાઇથી વાંચી સમજી શકે છે. પાકું સોનેરી પુંઠું કિંમત મોટી સાઇઝનાં સાધારણ મોટા અક્ષરની કિંમત. રૂ. ૧૦—૦—૦ નાની સાઇઝનાં ગુટકા કિમત. ૭—૦—૦

મળવાનું ઠેકાણું,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ

# અનુક્રમણિકા.

## કડવામાં આવેલી ટુંક બીના.

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# ઓખા હરણ.

શ્રી ગણપતીની પ્રાર્થના.

॥ રાગ આશાવરી--એક નામ મુજને સાંભર્યું,શ્રી ગૌરી પુત્રગણેશ;।પર્વતીનાઅંગથીઉપન્યો,તાતતણોઉપદેશ.૧મા તાજેનીપાર્વતીને, પીતાશંકરદેવ;નવખંડમાંજેનીસ્થાપના, કરે જુગ ભુતળ સેવ. ૨ સીંદુરે શણુગારસજ્યાનેકંઠેપુષ્પના હાર;આયુદ્ધ ફરસી કર ધરીને, હણ્યા અસુરઅપાર.૩પેહેલા કરમાં જળકમંડળ,બીજે મોદીક અહાર; ત્રીજા કરમાંફરશી સોહીએ,ચોથેરે જપમાળ.૪ ચાલોસઇયરો દેવજઇનેપુજીએ ગણુપતીરાય;મોટા લીજે મોદીક લાડુ, લાગીએશંભુ સુતને પાય.૫ એવા દેવ સાચા મુનીવાચા,પુરે મનની આશ; બેઉ કર જોડી કહે વૈશ્નવ, દાસતણો જે દાસ. ૬

શ્રી અંબાજીની પ્રાર્થના.

કડવું ૧ લું.

આદ્યશક્તિ મા અંબા પ્રગટયાં,જ્યાં પવન નહીં પાણી; સુરિનરમુનીજન સર્વે કળાણી, તું કોણે ન કળાણિ.૧ તારૂં વર્ણન કેઈ પેરે કરીએ, જો મુખરસના એક; સહસ્ત્ર ફેણાશેષ નાગને,મા તોએ ન પામ્યો શેખ. ૨ જુજવાંરૂપધરેજુગદંબા રહી નવખંડે વાપી; મહા મોટાજડમુઢ હતા મા,તેમની દુરમત કાપી.૩ ભક્તિ ભાવ કરી ચરણે લાગું, મા આદ્યશક્તિ

જાણી; તેમને સહાય કરવાનું સમર્થ, નગરકોટની રાણી.૪ તું તારા ત્રિપુરાને તોતળા, નમલકેશરંગ રાતે; બીજીશોભા શી મુખે કહીએ,રચના બની બહુભાતે. ૫ હંસાવતી ને બગલામુખી,વહાણવટી તું માય;ભીડપડે તમને સંભારૂંકરજો અમારીસહાય.૬ મા શેવકજન તારી વીનતી કરે, ઉગારજો અંબે માય બ્રહ્મા આવી પાઠ કરે, વીશનુ વાંસરી વાય. ૭ શીવજી આવી ડાક વગાડે, નારદજી ગુણ ગાય; અબીલગુલાલ તણા હોય ઓછવ, મરદંગના ઝણકાર. ૮ સીંહાસન બેઠાં જુગદંબા, અમૃત દષ્ટે જોતી સોળે શણગાર તંસજ્યા મા,નાકે નીરમલ મોતિ.૯ ખીર ખાંડ ઘ્રત મદશર્કરા આરોગો જુગ માય; અગર કપુરે તારી કરૂં આરતી, શેવકજન શીર નમાય. ૧૦તુંબ્રહ્માણી તું રૂદ્રાણી, તુ દેવાધી દેવસકલ વિશ્વમાં તું છે માતા, કરૂ તમારી સેવ. ૧૧ માના શરણથયા પ્રતીપાલન, પહોતી મનની આશ; કુશળક્ષેમ રાખજો અંબા મા સર્વને, એમ કહી ત્રીપુરાદાસરે. ૧૨

કડવું ૨ જું.

રાગ કેદારો-હુંતો શ્રી પુરૂસોતમ શીરનામુ,હુંતો સકળપદારથ પામું,વામું વામુરે, દુઃખ સકળ કુળી વરતણાંરે. (રાગ ઢાળ) દુઃખ સકળ વામું કુળીવરનાં;સુણતાં પ્રાયશ્ચિતજાય; ઓખાહરણ જે સાંભળે,મહારોગથકી મુકાય.૧ તાવતરીઓ એકાંતરીઓ, નચઢે તેની કાય; ભુતનોભણકારોતેને;નઆવે સ્વમા માંય. ૨ પરીક્ષત પુછે કહોને શુકજી ઓખાનો મહી

માથ;કોણ રીતે થશો ઓખા,અનીરૂદ્ધનો વીવાહ. ૩ પ્રથમ હુતા દાનવસુતાને,કહાવતા જે દશસ્કંધ;હવેદશમનીકહું કથા, જેમ ઉપજે આનંદ.૪ હરિએ વૃંદાવનમાં લીલાકીધી; વાયો મધુરો વંસ;પ્રથમારી પુતનાને; પછી પછાડયો કંસ. ૫ પછી પધાર્યા દ્વારીકામાં પરણ્યાછે બહુ રાણી;શોળસહસ્ત્ર શતઆગળી તેમાં અષ્ઠ કરી પટરાણી. ૬ તેમાં વડાં જે રૂક્ષમણિપ્રદયુમનતેનાતન;પ્રદયુમનનાઅનીરૂદ્ધકહિએકર્મ કથા પાવન, ૭ આદ્ય બ્રહ્મા શ્રષ્ટિ કરતા મરીચી જેના તન; મરીચીનાસુતકસ્યપ કહીએ હિરણ્યકશ્યપ રાજન.૮ વીષ્ણું ભક્ત પ્રલ્હાદજી તેને વ્હાલા શ્રીભગવંત; પ્રલ્હાદનોસુતવીરોચન બળીરાય તેનો તન.૯બળી તણો સુત બાણાસુર;જેનું મહારૂદર ચરણેમન; એક સમે ગુરૂ શુક્ર આવ્યા ત્યારે બોલ્યો વચન.૧૦અહોગુરૂજી અહોગુરૂજી; કહોને તપ મહીમાય;સુક્ર વાણી બોલીયા તું સાંભળને જગરાય.૧૧ ત્રણલોકમાં ભોળાશંભુ આપશે વરદાન; મધુવનમાં જઈ તપ કરો આરાધો શીવ ભગવાનરે. ૧૨

કડવું ૩ જું.

રાગ મારૂ–રાય તપ કરવાને જાયરે,એતો આવ્યો મધુવન માંયરે;કીધુંકીધું નીમજજનસ્નાનરે; ધરીયું સીવજી કેરૂંધ્યાનરે.૧ રાય બેઠોછે આસનવાળીરે;કર જમણામાંજપમાળા ઝાલીરે,માળાઘાલ્યા સુશ્રીએ કાનરે;તોએ આરાધે સીવ ભગવાનરે.૨ રૂધીર માંસસુકાઈ ગયુંરે; શરીર સુકા કાષ્ઠવતથ-

રુરે; મહાનપીઓ કેમે નવ બોલેરે, એના તપથી ત્રીભુવન ડોલેરે. ૩ વળતી બોલીયા શંકરરાયરે, તમે સાંભળો ઉમીયાયરે; એક અસુર મહાતપ સાધેરે, મારૂં ધ્યાન ધરીને આરાધેરે.૪કોણ કહીએ જેનો બાપરે,તેતો માંડી બેઠો મહા જાપરે; તમે કહો તો વરદાન આપુરે, કહો તો પુત્ર કરીને થાપુરે,૫ વળતાં ભોલ્યાં રૂદ્રાણીરે, મારીવાતસુણો સુલપાણીરે દુધપાઇને ઉછેરીએસાપરે,આગળ ઉપજાવે સંતાપરે. ૬ ભેદ ભસ્માંગદનો લહ્યોરે,વરદાનપામીને પુંઠળથયોરે; વરદાનરાવણુનેતેમ આપ્યાંરે,તેણુજાનકીનાથસંતાપ્યારે. ૭ માટે સી સીખામણુ દીજેરે, ભોળા રૂડું ગમે તે કીજેરે; વળતાબોલ્યા શીવરાયરે;તમે સાંભરો ઉમીયાયરે.૮ સેવા કરી ચઢાવે જળરે, તેની કાયા કરૂનીરમળરે સેવાકરી ચડાવે સુગંધરે,તેની બુદ્ધિ કરૂ ધનધનરે.૯ જે કોઈ ચઢાવે બીલીપત્રરે,તેને ધરાવું સોનાનું છત્રરે;સેવા કરી વગાડે ગાલરે,તેનેકરીનાખુંન્યાલરે ૧૦નારી પાનીએબુદ્ધિતમારીરે,આપતાં નવરાખીએવારીરે હુતો ભોળોનાથ કહેવાઉંરે, હવે કપટી નાથ કેમ થાઉંરે.૧૧ એવુંકહીને ચાલ્યો ભોળોનાથરે, મુકયો બાણાસુરશીરહાથરે તુંતો જાગ્ય બાણાસુરરાયરે,તનેવરદાન આપે શીવરાયરે,૧૨ હુતો જાગું છુંમહારાજરે,આપોશોણીતપુરનું રાજરે; શીવમાગુંછું વારંવારરે,મુને આપો કરહજારરે. ૧૩ કરએકેકો એવો કીજેરે,દશ સહસ્ત્રહસ્તીતણું બળદીજેરે; અસ્તુ કહીને શીવે વર આપ્યોરે, બાણાસુરને પુત્ર કરીને સ્થાપ્યોરે. ૧૪

કડવુ ૪ થું.

રાગ આશાવરી-વરદાન પામી વળીયો બાણાસુર, શોણી તપુરમાં જાય; વનનાં વાસી પશુરે પંખી, તે લાગ્યાબ્હીવાય ૧ કાંઈ નવ દીઠું સાંભળ્યું,જેમ વૃક્ષ ચાલ્યું જાય;આ ચીરેજો વા લાગ્યાં સર્વે દીઠો બાણાસુરરાય. ૨ નગર સમીપે ચાલી આવ્યો, બાણાસુર બળવાન; કોભાંડનામેરાયતણેધેર પ્રગટ થયો પ્રધાન.૩કોઇક દેશની કન્યા લાવી, પરણાવ્યો રાજન દેશ જીતવા સંચર્યો રાય બાણાસુર બળવંત.૪પાતાળે નાગલોક જીતી,ચાલ્યો તેણીવાર,દેશ દેશના મહીપતી જીત્યો કેહેતાં નાઆવેપાર.૫સ્વગ જઇને દેવજીત્યા,દેવ નાઠા જાય, સરજે વરતી સાંગ આપી,બાણ તણા કરમાંય.૬ જીતીસુર-ને પાછોવળીયો,મળીયા નારદમુન;પ્રણામકરીનેપાયેલાગ્યો તેણે સમે રાજન.૭ઓ નારદજી ઓ નારદજી,ના થયું મારૂં કામ;એક જોધ્યો ન મળ્યો સમી,પોહોંચે મનની હામ.૮ નારદ વાણી બોલીયા, તુંસુણ બાણાસુરરાય;જેણે તુજનેહાથ આપ્યા, તે શીવશું કર સંગ્રામ. ૯

કડવું ૫ મું.

રાગ ઢાળ—કૈલાશ પર્વત જઈ રાજાએ,ભલીભીડાવીબાથ; જળમાંહીજેમનાવડોલે એમ ડોલે ગીરીનાથ.૧ટોપકવચને ગદા ફરશી,કડકડાટબહુથાય;તેણે સમે ઉમીયાજી મનમાંલાગ્યાંરે બ્હીવાય.૨ જઇને શંકરને ચરણ નમીયાં,અહો અહો શીવરાય;શાને કાજેબીહો પાર્વતી, આયો બાણાસુરાય. ૩ શોણીતપુરનું રાજ્ય આપ્યું, ઉપરકર હજાર;વળી માગવા શું

આ૦યોછે,અંધ તણો કુમાર.૪સહસ્ત્ર હાથ તો મુજને આ
પ્યા,તેતો સ્વામી સત્ય;એક યોધ્ધો મુજને આપો,યુદ્ધ કર
વા સમર્થ.૫આવો શીવ આપણ બે વઢીયે,આપ આ૦યા
મારી નજરે;ફટભુંડાતુંએ શું બોલ્યો,ખોટી હઠ આતજરે૬

કડવું ૬ ઠું.

રાગ ઢાળ—તેતો તારે વણ કહે મેં,ઊપજાવ્યો છેએક;જે
કરછેદન કરીતારાને,કરશે કડકા અનેક.૧તે તો સ્વામીકેમ
હુંજાણું ચિંતા મુજને થાય;લેબાણાસુર લૈજા તુને આપુએક
ધ્વજાય ૨જયારે ધ્વજા આ ભાગી પડસે,ત્યારે કરતારાછેદા
સે;રૂધીર તણો વરસાદ વરસસે,તારા નગરને વિષે.૩ત્યારેતું
એમ જાણજે,રીપુઉત્પન થયો સાર,વરદાન પામી વળીઓ
બાણાસુર,સોણીતપુરમાં જાય.૪એકસમે મહાદેવ કહે,મારે
તપ કરવાનું મન તેણેસમે ઉમીયાએ માંડયું,અતિઘણું રૂદન
૫ અહો શીવજીઅહોશીવજી;જનમારો કેમ જાય;મારેનથી
એક બાળક તે,કહો વલે શી થાય.૬મહારૂદ્ર વાણિ બોલીયા
લે આ મારૂ વરદાન;એકપુત્રનેએકજ પુત્રિ, ઉપજાવજેસંતા
ન.૭વરદાન આપી મહાદેવજી,વન તપ કરવાને જાય;ઉમી-
યાજી નહાવાને બેઠાં,વિચાર્યું મનમાંય.૮શિવનાં ઘર મોટાં
જાણિને,રખે આવતું કોય;બે બારક મેહેલું બારણે તે, બેઠાં
બેઠાં જોય.૯ દક્ષિણ અંગથી મેલ લઇને, અઘડ ઘડિયું રૂપ;
હાથ ચરણને ઘુંટણ પાની, ટુંકુ અંગ સ્વરૂપ.૧૦ ચતુર્ભજને
ફાંદ મોટી,દિસે કર્મ વિશાર; સોભા તેની શી કહું,કંઠે ઘુઘ

રમાળ. ૧૧ પેહેલા કરમાં જળકમંડળ,બીજેમોઢીકઅહાર; ત્રીજા કરમાં ફરસી સોહીયે, ચોથેરેજપમાળ.૧૨ગણેશને ઉપજાવીને,બોલ્યાં પાર્વતી માત એની પાસેજોડ હોયતો,કરે તે બેઠાં વાત.૧૩વામ અંગથી મેલ લઇને, ઘડીયું કન્યારૂપ, સોભા તેની શી કહું, શુકદેવ કહે સુણુ ભુપ.૧૪સેંથોટીલડી રાખડી અંબોડા વાંકી મોડ; કંઠકપોળને કામની, તેડે મોડા મોડ.૧૫કોથળી કુલડી વેલણ ડામલી,રમત નાની ભાત;કંકુપડો નાડાછડી તે આપ્યો લઈને હાથ. ૧૬

વલણ—પરીક્ષતને શુકદેવ કહે કુંવરી કન્યા જેહરે; ઘર સાચવવાનેં બાળકો, બે પ્રકટાવ્યાં તેહરે.

કડવું ૭ મું.

રાગ ઢાળ—દેવી ન્હાવણ કરવા બેઠાં,નારદ આવ્યાત્યાંય; બાળક બે જોઈને નાઠા,ગયા શીવ છે જ્યાંય.૧ નારદ ચાલી આવીયા,મધુવન તતખેવ;ઓરે શીવજીઓરેશીવજી,નફટ ભુંડી ટેવ.૨વન વગડામાં ભમતા હીંડો, માથેઘાલો ધુળ; આક ધંતરો વીજીયા ચાવો;કરમાં લ્યો ત્રીસુળ.૩તમેરેવનમાં તપ કરોને,ઘેર ચાલ્યુ ઘરસુત્ર;તમો વીના તોઉમીયાજીએ,ઉપજાવ્યો છે પુત્ર.૪ મહાદેવ ત્યાંથી પરવાર્યા,કૈલાશજોવા જાય,ગણપતી વાણી બોલીયા, આડી ધરી જેષ્ઠીકાય.૫ અલ્યા જટિલ જોગી ભસ્મ અંગે, દીસંતો અદભુત;આજ્ઞા વીના અધીકારનહી હોય પૃથ્વીના છો ભુપ. ૬ વચનએવું સાંભળીને કોપીયા શિવરાય;લાતો ગડદા પાટુમુકી,આવ્યા

ઘરની માંય.૭ ગણુપતીનો ગડદેપડ, બ્રહ્માંડ ભાગી જાય; ત્રિ
લોક તોખળભરવા લાગ્યું,આ તે શું કહેવાય.૮ ત્યારે શિવ
જી કોપીયાને,ચડી મનમાં રીશ;કોપ કરીને ત્રિસુળ મેલ્યું,
છેદયું ગણુપતીનું શિશ. ૯ માગસર વદી ચોથને દહાડે પુત્ર
માર્યો તર્ત;તે દહડેથી ચાલ્યું આવ્યું,ગણેશચોથનુંવરત૧૦
તે મત્રતક તો જઈને પડયું ચંદ્રના રથમાંય; તેથી ચતુર્થીને
દીવસે, ચંદ્ર પુજન થાય,૧૧એવે શિવજીએઘરમાં આવ્યા,
જ્યાં ઉમીયાજી ન્હાય; ઓખા બેઠીતી બારણે તે,નાશિગઈ
ઘરમાંય.૧૨લવણુ કોટડીમાં જઈને પેઠી,મનમાંવાતવિચારી
ભાઈના કટકા કીધા માટે, મુજને નાખસે મારી. ૧૩ મહા
દેવજી ઘરમાં ગયાને, ઝબકયાં ઉમીયામન; નેત્ર ઉઘાડી નીર
ખીયું ત્યારે દીઠા પંચવદન ૧૪ વસ્ત્ર પહેરી ઉમીયા કહેછે,
કેમ આવ્યા મહાદેવ, આક ભાંગ ધંતુરો ચાવો, નફટભુડી
ટેવ. ૧૫ નાહાતા ઉપર સુંદાડયા આવો, સમજો નહી મન
માંહે; બે બાળક મેલ્યાં બારણે,કેમ આવ્યા મંદીરમાંહે. ૧૬
છાની રહે તું પાપણી. મેં જોયું પારખું બધું;આટલા દહાડા
સતી જાણુતો, પણ સર્વ લુંટી ખાધું ૧૭પણ મુજ વિનાતે
પ્રજાકીધી,એવું તારૂં કામ;પાર્વતીજીતમેરાખ્યુંહિમાચળનુ
નામ.૧૮વચન એવું સાંભળીને,ઉમીયાને ઊઠી જવાળ;કાલે
તમો કહી ગયા હતા,જે પ્રગટ કરજો બાળ.૧૯ત્યારે શંકરે
નીચે જોયું, મનમાં વાત વિચારી;તારી પુત્રીતો નાશી ગઈ,
તારા પુત્રને આવ્યો મારી. ૨૦

કડવું ૮ મું.

સાખી—વારી વિના ઝુરે વેલડી,વાછરૂ વિના ઝુરેગાય;બાં ધવ વિના ઝુરે બેનડી,પુત્ર વિના ઝુરે માય ૧ પુત્ર ધાન્યનેપુત્ર ધન,પુત્રજ આગેવાન;જે ઘેર પુત્ર ન નિપજયો,તેનાસુનાં બળે મશાણુ ૨ પુત્ર વિના શિવ મારે પાંજરૂ,વન ઉભે અગ્નિ બળિશ,શિવશાથી માર્યો ગણુપતિ,,મ્હારો પુત્રકયાંથી મળીશ.૩રાગ વિલાપનો વલણુ-બોલો હો બાળારે હો ગણુપત, બોલો હો બાળા.ટેક,ઉમીયાજી કરેછે રૂદન, હો ગણુપત;શિવ શાને માર્યો મારો તન,હો ગણુપત.૧શિવ પુત્રવિનાજેવી માય; હો ગણુપત; તેની સંપતિપર ઘેર જાય, હો ગણુપત.૨ શિવ પુત્ર વિનાની માય,હોગણુપત;તેતરણાથી હળવીથાય. હો ગણુપત. ૩ ત્યારે શિવને આવ્યું છે જ્ઞાન, હો ગણુપત; મેં તો આપ્યું હતું વરદાન;હો ગણુપત.૪પેલા નારદીયાનું કામ, હો ગણુપત.૬મેં તો માર્યો તમારો તન;હો ગણુપત; આજ ઉગ્યો શો ભુડો દંન, હો ગણુપત. ૭

રાગ આશાવરી—નંદી ભૃંગી મોકલ્યાતે પેહેલીપોળેજોય હસ્તીએકમળ્યોમાર્ગમાં,તેશિર કીધોઘાય.૧તેગજનુમુસ્તક લાવીને,ધડઉપરમેલ્યુનેટ;ગડગડીને હેઠુબેઠુ,આગળ નીકળ્યુ પેટ.૨ કાળા એના કુંભસ્થળ; વરવા એનાદાંત; આગ એને સુંઢ મોટી લાંબા પહોળા કાન,ડહેવમાં જાશેશું પોશાસે,અપારમુજનેદુખ;દેવતાસર્વેમેણાં દેસે;ધનપાર્વતીની કુખ.૪

કડવું ૯ મું.

સાખી—રૂપગુણુનેવાદ પડયા,ચાલ્યા રાજદ્વાર;ગુણને આ ખ્યા બેસણું,રૂપને કર્યો જુહાર.૧રૂપતો આપ્યાં શીવેનાગ રાં, કોઈ જોગી અબધુત; ચતુરાઈ દીધીજે ચારણું,વળીકોઈ કોઇરજપુત.૨પુન્ય વિના ધન કયાકામકો,કયા કામકો ઉદક વિણકુંભ; એ દો વસ્તુ કછુ ન કામકી, જેમ ગુણ વિનારૂપ. ૩ સ્વરૂપદીયો શીવ ચાતુરી, નિકરરૂપ તારૂ પાછુવે;રૂપગુણ ચતુરાઇ નહી;એતોદુખ માંદે.૪માયાદીની તે સોમકુમુરખ ઘર દીનીનાર; લોચન દીયે કુકડકુ જાયબેસે ઉડી ઝાડ. ૫

કડવું ૧૦ મું.

રાગ મારૂ—પંથી જ્યારે ચાલે ગામ,પહેલુ લે ગણુપતિનું નામ; કથા ગ્રંથ આરંભે જેહ,પ્રથમ ગણુપતી સમરે તેહ.૧ સૌભાગ્યવંતી શણુગાર ધરે,ગણુપતી કેરૂ સ્મરણુ કરે;સોની સમરે ઘડતાંઘાટ,પંથીસમરે જાતાંવાટ.૨ પંચવદનના દેહરા માંય,પહેલી પુજા ગણુપતિનીથાયએવિના મુજને પુજેતો,સર્વ મીથ્યાથાય.૩ઉથલો-શાનેકાજે રૂવે પાર્વતી,શાનેલોચન ચોળેજેને ઘેરવિવાહ વાજન હસે,ત્યાં બેસશે ઘીનેગોળેરે. ૪

કડવું ૧૧ મું.

રાગ ઢાળ-ઓખાઓખાકહી ઉમીયાએ,સાદકર્યા બેચાર ત્યારે ઓખા આવી ઉભી,નીસરીને ઓરડી બાહાર. ૧ ભાઈ બરાવીભામની તું તો નાસી ગઈ;મહાદેવે ગણુપતીનેમાર્યો તે સુદ્ધ મનેનવકહી. ૨ તે માટેતારૂ અંગ ગળજો હુણ ખેળો

કાય;જા દઇત્યનાકુળમાં અવતરજે,એણીપેર બોલ્યાંમાય ૩
ઓખાબાઇતો થરથર ધ્રુજયાં,એતોવાત એડંડઅપરાધપાખે
માતા મારી,આવડો શોડંડ. ૪ ઉમીયા કહેમેં શ્રાપ દીધોતે
કેમ મીથ્યા થાય;દઇત્ય કુળમાં અવતરજે,દેવવરી કોઇજાય
૫ ચૈત્રના મેનારકમાં,આઈ તાહારેરે મહીમાય;ઓખાહરણ
જે સાંભળે,મહા રોગથકી મુંકાય.૬ ચૈત્રમાસનાત્રિસદહાડા,
અન્ન અલુણુ ખાય; ત્રીસ નહિ તો વળી પાંચ દહાડા, પા-
છલા કહેવાય. ૭ પાંચ દીવસ જો નવ પળેતો, ત્રણ દીવસ
વીશેક;ત્રણ દીવસ નહિ થાય તો; કરવો દીવસ એક. ૮ એ
પ્રકારે વ્રત કરવું,સમગ્રસ્ત્રીજન;અલુણુ ખાએને અવનીસુવે
વરી એકે ઉજવળ અન્ન. ૯ દેહ રક્ષણ દાન કરવું લવણકેરૂં
જેહ; પાર્વતી કહે પુત્રીને, સૌભાગ્ય ભોગવેતેહ. ૧૦ વૈશાખ
સુદી તૃતીયાને દીન; તું આવજે મુજ પાસ; ગોર્યકરીનેપુત્રી
તાહરી, પુરીશ મનની આશ. ૧૧ સુકદેવ કહે રાજા સુણો
અહી થયો એહ પ્રકાર;હવે બાણાસુરની શીગતથઈ તેનોકહું
વિસ્તાર. ૧૨ વલણ-કહું સકલ વિસ્તાર એનો સુણો રાજા
નીરધારરે;હવે બાણાસુર ત્યાંરાજકરતો શ્રોણીતપુરમોઝારરે.

કડવું ૧૨ મું.

રાગસામગ્રીનીચાલ-રાયબાણાસુરનેબારણે,વારવાઆવીરે
ચંડારણિ;નિત્ય પ્રત્યેરજવરતી,કર્યું ઝાકઝમાંર, બાણાસુરને
બારણે.૧ રાય મેહેડિયેથી હેઠા ઉતર્યા, થયો પ્રાતઃકાર મુખ
આગરઆડિધરા; સાજરણિ છે સાર. બાણાસુર.૨રાયબાણા-

સુરવરતિવદે,મનમા પામીદુઃખ;મુજને દેખીકેમ ફેરવ્યું,અ લીતારૂરેમુખ. બાણાસુર. ૩ ત્યારેચંડાલણિવરતિવદેસાંભરી ચેરાય;તમોઉચઅમોનિચછું,મુખકેમ દેખાડાય.બાણાસુર.૪ ત્યારે બાણાસુર વળતોવદે, સાંભળરે રંડાય; સાચુરે બોલને કામની. કરૂંબે કડકાય. બાણાસુર. ૫ ત્યારે ચંડારણી વરતી વદે, સાંભળોને રાજન; સાચુ બોલુ જેવા ઘટે, તેવા દેજોદંડ, બાણાસુર. ૬ પ્રાતઃકાળે જોઈએ નહિં, વાઝીયાનું વદન; તમારે કાંઇ છોરૂ નથી, સાંભળો હોરાજન, બાણાસુરને. ૭

કડવું ૧૩ મું.

રાગઆશાવરી-ચંડારતો કાંઇએકનથી,રાયદશવાધના કહે વાય; પહેલોચંડારજેનેકહીયે, નદિઉતરી નવ નાહાય.૧બીજો ચંડાલજેનેકહિયે,પુત્રીનું ધનખાય;ત્રિજો ચંડાલજેને કહીયે, દુભેમાત પીતાય.૨ચોથોચંડાલ જેને કહીએ,હરેપારકીનાર; પાંચમોચંડારજેને કહીયે,પરદારા શુંખાય.૩છઠો ચંડાર કોને કહીએ,હરેપારકુંધન,સાતમોચંડારકોનેકહીએ જેનુંમેલુંમન ૪આઠમો ચંડાર કોને કહીએ, કરમાયુ વદન, નવમો ચંડાર કોને કહીએ, નહીં તનયાકેતન.

કડવું ૧૪ મું.

રાગ આશાવરી-બરીઓરે બાણાસુર રાય, પુત્ર માગવાને જાય, મહાદેવજીની પાસે આવી,બેઠોતપકરવા.૧હજારહાથે તારીપાડી તવ રીઝયા શ્રીમહાદેવ, આપોને આપોશિવજી પુત્રએકતત્ખેવ.૨ચીત્રકોપ લહીયા તેડાવ્યા કર્મતણા જોનાર પુર્વેરાજા તુંતો કહાવે વૈશ્ય તણો અવતાર.૩તારેપેટેએકજ

હતો,લાડક્વાયો બાળ;ભોજન કરવાતું બેઠોતે,સાંભળને ભુપાળ.૪તુજમાં તે જમવાને આવ્યો,વગે તારો બાળ;માટીવારા હાથ ખરડેલા બારકના હતા તે વાર. ૫ ત્યારે તુજને સંખ્યા આવી,હાંકી કાઢીઓ બાળ;બારકત્યારેથરથર ધરૂજયો સાંભળનેભુપાળ.૬ બાળકનેતો રીસ ચઢીને,નવ ગણ્યો કાંઈ તાત;તુજને પુત્ર વ્હાલો નથી, તું વાઝીઓ જન્મ સાતરે.૭

કડવું ૧૫ મું.

રાગ ઢાળ—ઉમયાવાણી બોલીયાં, તું સુણ બાણાસુરરાય તારા મનમાં જોગમે, તનેઆપુંએકકન્યાય ૧ત્યારેબાણાસુર કહેપુત્રીમારે,કોટીકપુત્રસમાન;મુજને ટાળે વાંઝીઓ,આપો એ વરદાન. ૨કોઇક દેશનો રાજા જોઈશ, રાખશે મારૂં નામ પોષ માસથી પુરણ માસે,પુરણ થશે મન કામ. ૩વર પામી વળીઓ બાણાસુર,શ્રોણીતપુરમાંજાય;બાણમતીનેગર્ભરહ્યો છે, તેનો કહુ મહીમાય. ૪પોષ માસથી પુરણ માસે,પ્રગટ થઇ કન્યાય; વધામણીઆ પરવર્યા તે, રાજસભામાંજાય.૫ શાણાજોશીતેડીઆ,તેની જન્મ પત્રીકા થાય;વીદ્યા બળકરી ગુરૂજીબોલ્યા, પોતેતેણીવાર.૬પેહેલી ઉમયાજીના અંગથી પ્રગટી છે કન્યાય;તેને નામે રાશી જોઇને,નામધરેઓખાય. ૭ ગ્રહ વેળા શુભ લગનમાં, સંતાન પ્રગટી સાર; એથીતારા હાથનો,વેગે ઉતરસે ભાર ૮ ત્યારેઆકાશ વાણી એવીથઈ, તું સાંભળ નૃપ નીરધાર; એ પુત્રી ઇચ્છાવરને વરશે,કોકાગણે રૂપ કુમાર. ૯ જયારે પુત્રી પરણશે, વરતસેહાહાકાર;બારઉ

તારશે તુજ હાથનો,તુજ જમાઞ તેણીવાર. ૧૦ તે માટે તેડી પરધાન,એણીપેરે પુછેછે રાજન,દેવ વચન મીથ્યા નવથાય, તે માટે કરવો ઉપાય.૧૧ચોમાળીયાસુંદરસાર, તે માટેકરે ઉપાય;ઓખાઅનેચિગલેહાને,મેલો મંદીર માળિયાં માંયરે.

કડવું ૧૬ મું.

રાગ ધનાશ્રી-પરીક્ષતે પ્રશ્ન કર્યું વિચારીજી, કહો કેમ પ્રગટ થઈબેઉ નારીજી; ઓખાને ચીત્રલેહા કેમ ધરયાંનામજી કેઇવીધીએઆવ્યાં અસુરને ધામજી.૧ (ઢાળ.)ધામ આવ્યાં અસુરને, તેણે કામ સૌ દેવનાં કર્યાં; મુને વિસ્તારીને વરણવો, કેવી રીતીએ અવતર્યાં.૧ શુકદેવ કહે સુણ પરિક્ષત, અભીમન્યું કુમાર; પ્રશ્ન તે પુછયું મને, તેનો સંદેહ ખોઉની રધાર.૪ એકવારદેવપાતાળનાઠા, બાણાસુરના તાપથી;ત્યારે વરૂણ કેરા જગનમાં, કન્યાપ્રગટી આપથી.૩ કન્યા કહે કેમ પ્રગટ કીધી, કહો અમસરખું કામ;ત્યારે દેવ કહે દૈત્યદુઃખ દેછે,બાણાસુર જેનું નામ.૪કન્યા કહે દુઃખ કાં ધરો બાણાસુર આવશે પાતાળ;એના પીતાનાચરણપુજવા,નીત્ય જાય છે પાતાળ ૫ ત્યારે મને પુત્રી કરીને સોંપજો હું જઈશ એને ઘેર; સાંકડી સગાઈએ સુતા થઈને કરાવું ભુજની પેર.૬તેણે સમે પાતાળ આવ્યો;બાણાસુરરાજન, તેનેદેવે દીકરી આપી પ્રસન થઈને મન.૭ પ્રધાન કહે સ્વામી સાંભળીએ,આપો મુજને બાળ, કન્યાદાન કુંવરીને દઈતો,ઉતરે શીરનીગાળ.૮ત્યારે રાજા કહે પ્રધાનને,આ પુત્રી મુકુવન,કાલે તેડીને

તું તો આવજે,જાણે નહીં કો જન.૯ પ્રભાતે તે પ્રધાન આ-વ્યો;પુત્રી બેઠી જ્યાંય; પુત્રી તો સમાધીલઈ,હરી ધ્યાન ધરે છે ત્યાંય. ૧૦ વાયુ દ્વાર જેણે રૂંધીયાંને રૂધ્યા શ્વાસોશ્વાસ; જમણા પગના અંગુઠાપર,રહી છે ખટ માસ. ૧૧તેજોઈને પાછો વળ્યો,પછી પુર ભણી પ્રધાન;ખટમાસપુરણતપથયું ત્યારે પધાર્યા ભગવાન ૧૨માગ્ય કહેતાં કન્યા કહે,મુને કરો આજ્ઞા પ્રકાશ;ભુત ભવિષ્યવર્તમાન જાણુને,ઉડીચહડું આ-કાશ.૧૩એટલે પ્રભુએ તેને પાંખ આપી,વર આપીને વળી યા હરી; પ્રધાન આવ્યો પુર વિષે, તે કોભાંડ પુત્રી કરી. ૧૪ વલણ—કુંવરી થઇ પ્રધાનની, તેનું પ્રાક્રમ કો પ્રીછે નહીં શુકદેવ કહે રાય સાંભળી, એચીત્રલેહાની ઉત્પતિ કહી ૧૫.

કડવું ૧૭ મું.

સાખી—ભાદરવે જે કરે હળોતરા શત્રુ પાસે માગે શીખ; જે ઘેર પુત્રી લાડકવાઇ,તેનાં માબાપ માગે ભીખ. ૧ બાળો અગ્નિ બધુ વન દહે;છળવડે પર્વતકોરાય;અબળારૂઠીજે કરે, મણીધર નવ કળાય. ૨ એટલાં અંત ન લીજીએ, જોઈછીએ કુશળાં.રાગ ઢાળ—નગરથકી એક જોજન,રાએ મેહેલ રચા-વ્યો સાર; ગોખ બારીને અટારી તેને,કહેતાનઆવેપાર.૧ મરકટ માણી મોતીએ જડયાં,માંહેપીરોજાનાપાટ,હયશાળા ગજશાળાછે;હીંચવા હીંડાળા ખાટ.૨ દીવસ માસ ને વરસ જ્યાં,કન્યા મોટી થાય,ચીત્રલેહાને સંગેરમતાં,ઉલટ અંગન માય.૩સવાલાખ જોદ્ધા રખવાળે,મેહેલ્ચાછે રાજન;એમકર

તાંઓખાબાઈને,આવ્યું છેજોબન૪તમેરાત્રેજાગે દીવસેજાગે
નવમીચોલોચન;ઓખાકેરા માળીયામાં રખેસંચરે પવનરે.

કડવું ૧૮ મું.

રાગ ઢાળ-સોણીતપુરપાટણ ભલું,રાય બાણાસુરનું ગામ
ઓખા તેની પુત્રીકહીએ કરતી ઉત્તમ કામ ૧ ઘડી એકમાં
લાવે સોગટાં,ઘડિ એકમાં પાટ;નાનાવિધની રમતરમે ઘડી
એકે હીંડોળા ખાટ. ૨ ઘડી એકમાં ઢીગલાં પોતીયાં રમતી
હોડા હોડ;હીંડોળે હિંચવાને કાજે,રેશમકેરી દોરી.૩ઘમઘમ
ઘમઘમ ઘુઘરાગાજે,ઘુઘરડીનોગોર,નાનાવિધનું ગાણું ગાતાં
મધુરો નિકળે સોર. ૪ રમે જમે આનંદ કરે પહેલાં મંગળ
ગાય; જોબનવંતી થઇછે ઓખા, મંદીર માળીયા માંયરે ૫

કડવું ૧૯ મું.

રાગસામેરી-જોબનીયું વાધ્યુંરે ઓખા નાનડીરેલોલ, મારે
જોબનીયાની જાય બેની મારે ઘડી ઘડીરેલોલ; તુંતો સાંભળ
શૈયર બેનડીરેલોલ,મારે મુરખ પીતા કાંઇજોતોનથીરેલોલ ૧
બોલીઓખા વળતી વાણ સાંભળ બેનડીરેલોલ;મારો જાય
કન્યા કાળ વર જોતો નથીરેલોલ; મારા જોબનીયાના દીવશ
દહાડા ચાર જો, નાણુંરે મળસે પણ ટાણે નહી મળેરે લોલ.૨

કડવું ૨૦ મું.

રાગ આશાવરી-પાંચ વર્ષની પુત્રી તેતો, ગૌરીરે કહેવાય;
તેને કન્યાદાન દેતો,કોટી યજ્ઞ ફળ થાય. ૧ પણ પુત્રીકેરાપી
તાનેકોઈ,સમજાવી કહો વાત; દેવ વીવાહનું ફળજેને વરસ
થાય જો સાત.૨પુત્રીકેરા પીતાને,કોઈ કહેવોરે ધવધવ; ગાં-

ધર્વ વીવાહનું ફળ જેને, વર્ષ થાય જો નવ.એમકરતાંવળી વચમાં,આવી પડે કાંઈ વાંક;મનુષ્ય વીવાહનું ફળ જેને,અગીયારે આંડોઆંક. ૪ એમકરતાંવરસજાયને બારપુરાથાય; પુત્રીનું મુખ પીતા જુવે, બેસે બ્રહ્મહત્યાયરે. ૫

કડવું ૨૧ મું.

રાગ આશાવરી-ચિત્રલેહા એણીપેરે બોલી, સાંભળસૈયર વાત,તારે કાજે નહિં પરણાવે,બાણ તારો તાત.૧તારે કાજે જો પરણાવે,છેદાયરાયના હાથ;તારે કોજે નહીં પરણાવે, પ્ર ધ્યાન મારો તાત.૨તાતકેરી આજ્ઞા લેઈ,આવોનેઓખાય;વ ચન સાંભળી ઓખાવળતી,ત્યાંથી ચાલી જાય ૩તાતઆપો આજ્ઞાતો, શંભુપુજવાજાઉં;બાણાસુરપ્રત્યેપુત્રીએ,વચન પ્રકાશી કહ્યુ.૪ઘેલી પુત્રી એમનકહીએ,બેસીરહો મંદીરમાંયઘેર આવે મહાદેવજી,પુજીનેલાગોપાય.૫વચન સાંભળી ઓખા ચાલ્યાં,પોતે તેણીવાર;ચીત્રલેહાસૈયરમારી,ઉપાય કરવોસાર.

કડવું ૨૨ મું.

રાગસામેરી-ઓખાતારેશ્રવણેઝબુકેઝાલરે, ઓખાતારાકુમકુમરાતા ગાલરે;ઓખાતુંતો ચલે હંસનીચાલરે,ચોળીને રંગરે ઓખા તારા ચુંદડીરે.૧ઓખા તારે બાંહેબાજુબંધરે, ઓખા તારૂંમુખડુંપુનમચંદરે;ઓખા તારેમનઊપજ્યોઆનંદરે,કસબીનકોરરે ઓખા તારા સાળુડેરે.૨ઓખાં તારેસોભીતા શણગારરે,ઓખા તારા તેજતણો નહી પારરે;ઓખા તને વર્ષ થયાં દશબારરે,પાલ્લવે નેપુરરેઓખાતારેવાજતાંરે.

કડવું ૨૩ મું.

સાખી-નેહેરે બેની તારે વિછુવા, કરકંકણ મુદ્રિકાને હાર એ પુરૂષ વિના પેહેરે પ્રેમદા,તેનો ધીક પડયો અવતાર.૧ સેથો ટીલડીરાખડી,નેણે કાજળ કુમ કુમ આડ;પુરૂષ વીનાપેહેરેજેપ્રમદા, તેનોધીક પડયો અવતાર. ૨(ચોપાઈ ચાલફેર) બઈએ તોડી નાંખ્યાહારરેઆતુંલેતારો શણગારરે;હુંતોનહી પામું ભરથારરે, નહી ઓઢું ઘાટડીરે.૧બાણાસુરમારોબાપરે મારાં કોણ જનમનાં પાપરે મુને નહીં પરણાવે બાપરે, જોઉં વાટડીરે. ૨

કડવું ૨૪ મું.

રાગ ગોડી-વરવરવાને યોગ્ય થઇને,પ્રગટયાં સ્રીનાંચેનજી ઓખા કહેછે ચીત્રલેહાને,વાત સાંભળમારી બેહેનજી. સૈયર શું કીજે,અનીહાંરે દોહેલા કેમ લીજે;મારી બેનીરેદોષ કર્મને દીજે, અનીહાંરે કે વિષ ઘોળી ઘોળી પીજે. ટેક. આજ મારે ભુડું જોબનીયુંમદ પુરણ મારી કાયજી;પીતા તોપ્રીછે નહી, મારો કુંવારોભવ કેમ જાયરે સૈયર. ૧ સાસરે નીત્ય જાય ને આવે, સૈયર તુજ સમાણીજી;હું અપરાધણ હરખે પીડાણી, આંખે ભરૂં નિત્ય પાણીરે. સૈયર. ૨ એરે દુખહું દુબળી,મને અન્ન ઉદક નવ ભાવેજી; આ અવાસ રૂપી શુળીએ સુતાંતો નિંદ્રા કેઇ પેરઆવેરે. સૈયર, ૩ જળ વિનાની વેલડીને, લુણ વિના જેવું અન્નજી;ભરથાર વિનાભામનીએતો,દોહેલા કાઢે દનરે. સૈયર. ૪ ધન્ય હશે કામનીને, જેણે કંઠે કંથ ગ્રહી રા-

ખ્યોજી;હું અભાગ્યણીએ પરણ્યા પીયુનો અધરસુધારસનવ ચાખ્યોરે. સૈયર પમરજાદા માટે માણુસ કરે, આંખનો અણુસારોજી;તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું; વ્યર્થ ગયોજનમારોરે. શૈયર. ૬ સ્વામી કેરો સંગ નહી સ્યામાને, એથી બીજું શું નરતુંજી; હવે નવ રહી આશા પરણ્યા કેરી, મુજ જોબન જાએ ઝરતુંરે. શૈયર. ૭ બીજી વાતરૂચે નહીં મુજને ભરથાર ભોગમાં મનજી; આંહિ પુરૂષ આવે તો પરણુ,નવ પુછુ જોશીને લગ્નરે શૈયર. ૮ વચન રસિક કહેતાં કરણા ભારે આવે લટકતી ચાલેજી; પ્રેમ કટાક્ષ પીયુને બોલાવે;તેરૂદીયા ભીતર સાલેરે. શૈયર. ૯ સુખ દુખ કર્મે કર્યું છે, હું લેવાઇ મારે પાપેજી;બંધોગરી મારા કર્મે કરી,શુળીએચઢાવીમારા બાપેરે શૈયર. ૧૦ મરકલડે મુખ મધુરે વચને, મરજાદ નવ આણીજી;શાક પાકપીયુનેનવપિરસ્યાંઆધોપાલવતાણીરે. શૈયર. અકલગતીછે ગોવીંદજીની, શું નીપજશે બેનીજી; ગોપાલજીનું ગમતુ થાશે, મનડું મારૂં રહે નહીરે શૈયર. ૧૨

કડવું ૨૫ મું.

રાગ મેવાડની દેશી–ઓખાને કહે ચીત્રલેહા જો, તું તોસાં ભળ બાલસ્નેહી જો;આપણુ મોટા માબાપનાં છોરૂ જો, કેમ કહિયે કાળુકે ગોરૂ જો. ૧ બેની લાંછન લાગે કુલમાં જો, પ્રતીષ્ટા જાય એક પલમાં જો;અમે તો તમ પાસેન રહીએ જો, જઇ બાણુાસુર ને કહીએ જો. ૨તાત બાણાસુર રાય જાણે જો આપણા બેનો અંતજ આણે જો; મને મેલીગયોતારી પાસે

જો,તારો બાપ રહ્યો વિસ્વાસેજો.૩ મેં તો નથાય તારૂ રક્ષણ
જો,તુજમાંહીશે છે અપલક્ષણજો; બેની છોકરવાદન કીજેજો,
તારા બાપ થકી તો બ્હીજે જો ૪તને દેખુછું મદમાતી જો,
નથી પેટ ભરી અંન ખાવી જો,તારૂંવચન મુને નથી ગમતું
જો,જોબનીયું હશેસઉને દમતું જો.૫કામવ્યાપે સર્વ અંગે
જો, બેની રહીએ પોતાના ઢંગેજો; તું તો બેઠી નિહાળેપંથ
જો,કાલગ્રહમાં કયાંથી હશે કંથ જો ૬ તેંતો મુને આંખમાં
ઘાલી જો,માથેછાંણાથાપીને ચાલીજો;હુંપ્રીછીકામનુંકારણ
જો બેનીરાખજો હૈયામાં ધારણજો, તુંતોજુવેલોકમાંએકઠાં
જો, વમણું કયાંથીપામશેકોઠાંજો,બેનીડગલાંન ભરીએલાંબાં
જો,ઊતાવળેન પાકે આંબાજો ૮ મારી ઓખાબાઇ સલુણાં
જો, આવ્યો ચૈતર માસએમ કરતાં જો; પછીઓખાજીવૃત
આચરતાં જો અલુણું અન્નજમીદીનખુવેજો.૯દીપક બાળે
નેઅવનિએસુવે જો,માત ઉમીયાને આરાધે જો; થયું પુરણ
વ્રત એક માશેજો, કોણ જાણે એકાંતે જો. ૧૦

અવાસ એક સ્થંભ વિષે, વ્રત કીધું ઓખાયરે;
સ્વપ્નામાં સંજોગ સ્વામીનો, ભટ પ્રેમાનંદગાયરે.

કડવું ૨૬ મું.

રાગ ઢાલ-બાઇ તુંએ કુંવારી હુંએ કુંવરી સાંભળશૈયર
વાત;ગોર્યમાનીપુજાકરીએ;જોપામીસુંનાથ ૧કોણમસવાડે
કોણમસવાડેકોણદાહાડે,ગોર્યનીપુજા થાય;મને કરીને આપો
પુતળાં હું પુજુ મારી માય.૨ ફાગણ વદબીજના દહાડે કરવું

રે સ્થાપન;ચૈતર સુદી ૩ ના દહાડે, કરવું ઊથાપન. ૩ સહન સહા પાથરી, સંદેસરાનાં ફુલ;પુજી અરચી ઓખા માગે, જે જે વસ્તુ અમુલ્ય. ૪

કડવું ૨૭ મું.

રાગ ધોળ—ગોરયમા માગુરે ગોર્યમા માગુંમાગું માહારા બાપનાં રાજ; માતા સદાએ સોહાગણી. ૧ ગોર્યમા માગુરે મહારા ભાઈનાં રાજ; ભાભી તે હાલ હુલાવતી. ૨ ગોર્યમા માગુરે મારા સસરાનાં રાજ, સાસુને પ્રજાઘણી. ૩ ગોર્યમા માગુરે દિયર જેઠનાં રાજ; દેરાણી જેઠાણીનાં જોડલાં ૪ ગોર્યમા માગુરેતમારી પાસ;અખંડ હેવાતનઘાટી. ૫ ગોર્યમા માગુરે હુંતો વારંવાર; ચાંલ્લો ચુડોને રાખડી. ૬ ગોર્યમા માગુરે સરખા સરખી જોડ; માથે મન ગમતો ધણી. ૭

કડવું ૨૮ મું.

રાગ ઢાળ—એકદહાડોચિત્રલેહાને,ઉંઘ આવી સાર;વાસી પુષ્પે કરતી પુજા ઓખા તે નિરધાર.૧એટલે ચિત્રલેહા જાગી, જુવે તો વાત વિપ્રિત; વાસી પુષ્પ ચઢાવ્યાં દીઠાં,થઈરહી ભયભીત. ૨ વાસી પુષ્પે પુજા કીધી, નાહ પામે ભરથાર ભરથાર જો હું નહી પામું, તુ સાંભળ મોરીમાય ૩આલેતારાં પતળાં,મારી પુજેછે બલાય; ઉપર પાણી રેડીએ તો, આ પુરાં ધોવાય.૪ઉંચેથી પછાડીએતો,ભાગી ભુકો થાય;તું આલે તારાં પુતળાં, મારી પુજેછે બલાય ૫ પંદર દહાડા પુજા કીધી,બોલાવ્યાં નહી બોલ; તુંતો બેની કહેતી હતી જે નહી

ય; તું આલે તારાં પુતળાં, મારી પુજે છે બલાયરે.

કડવું ૨૯ મું.

સાખી—શીવનાંલીજેવારાણાં;જેણે નેત્રે બાળ્યોરેકામ;ત્રિપુરા દૈત્યને વિડારીયો, હુંતો કેમ મેલું નામ, ૧ શીવ અંખડાનંદ જેણે; ગંગાધરી શિષ; ભાગીરથી તપથી ઉઠાડીયા, હું કેમ મેલુ તે ઈશ ૨ શીવ ભોળોસુવે સમશાનમાં,ચોળેત્યારે રાખ; માગે ત્યારે ભિક્ષાવૃત, આપે તેને લાખ. ૩

કડવું ૩૦ મું.

ઢાળ—હિમાચળની ભાણેજીબાઈ,ગણુપતી મારો વીર;મહાદેવજીની પુજા કરીયે,મન રાખીને ધીર.૧ ખચેરીગતમાં ઓખા ચાલ્યાં તેનો કહુ વિસ્તાર;સ્નાનકરીનેકામનીચેતો, સજ્યાશોળશણગારરે. ૨ નેપુર વાજે વિંછવાગાજે,ઝાંઝરનો ઝમકાર;નાગદમણીજુમણુને વળી,ઉપરએકાવળહાર.૩જડાવચુડેલોજુલતીદામણી,દામનીચેચકલીઓચારપગેપાવલાંને નેપુરવાગે, ઘુઘરીનો ઘમકાર.।૪વાળે વાળ મોતી પરોવ્યાં, મોતીની શેરો સોળ; દરપણુલીધુ હાથમાંને,મુખે ભરીયાતંબોળ.૫કનકથાળ મોતીએ ભરીઓ માંહેશ્રીફળ ફોફળ પાન;આકર્ધતુરો અગથીઓ,શંખાવળી નિરવાણ. ૬ આકાશ માર્ગે પક્ષણીને, વેગે ચાલી જાય;ઈંદ્રિકેરૂવિમાન ચાલે, એવી છે સોભાય.૭ મહાદેવને પાર્વતીબેઠા,પાસારમતાં સાર; મહાદેવ કહે છે પાર્વતીને,આ આવી કોઈ નાર. ૮ સ્વામી કાંઇ ઘેલા થયા,એ બાણુ તણી કુમાર; હવે તું એમ જાણે છે

જે;કરસે અંગીકાર.૯પાર્વતીએ મન વિચાર્યું, હવે તે વંઠી વાત;મહાદેવજીને કામ જાણી,લોચને દીધા હાથ.૧૧ ત્રીજું લોચન ઉઘાડયું,શંકરને લેલાટ; પાસે આવી ઓખા દીઠી, લજયા પામ્યા તાત. ૧૨ તેણે સમે ઓખાઆવી ઉમીયાને લાગી પાય;આવડી ઉતાવળીથઈઆવી,નહીપામેભરથારરે.

કડવું ૩૧ મું.

સાખી—ઓખા કહે છે અમે પેઠા પાણીમાં;તરવા તુંબા ગ્રહ્યાં; હું આવી સમુદ્ર વચમાં, તુંબા ફુટી ગયાં. ૧ ઓખા કહે છે તરસ લાગી મારા તનમાં,સરોવર તીરે હું ગઈ;પીવા ઝબોળિ પાય, મારાં ભર્યાં સરોવર ગયાં સુકાઈ. ૨ આણી તીરેથી અમે અળગાં થયાં, પેલી તીરે નવ ગયાં; કર્મ તણે સંજોગે, અમે મધ્ય જઇ વચે રહ્યાં. ૩ હું તો આવી ઈશ્વર પુજવા,સામો દીધો શ્રાપ;પરણ્યા પેહેલુંરંડાપણ થયું,મારાં કીયા જન્મનાં પાપ. ૪ ઉમીયા તુંતો મોરિમાવડિ, છોરૂના દીજે છેહ;માવિત્ર તમો કેમ છુટસો હુંતો પુત્રિ તમારિતેહ. (ઢાળ,) પ્રેમે પ્રદક્ષિણા નરીને, કરજોડિ ઉભી બાળ; પાર-વતિ કહે માગ્ય વર,હું આપું તે તતકાળ. ૧ ઓખા વળતું વચન બોલિ, હરખશુંતેણિવાર,માતા મુજનેઆપીએ,મારા મન ગમતો ભરથાર. ૨ ત્રણવાર માગ્યું ફરિ ફરિને, મુને વર આપો આદિશ,લાજમુકીને ઓખા બોલિ, તવચઢી પાર્વ-તિને રિશ.૩ નિર્લજ થઈતેં કામજ કીધું,માટે દેઉં છુંતુજને શ્રાપ;જા પરણજે ત્રણવાર તું,એમ બોલ્યાં પાર્વતિ આપ.૪

વળિ ત્રિજે કહ્યુંને તે તેરસેઆવિ, તારેત્રણ હજોભરથારશ્રાપ
એવા સાંભળિને,કંપી રાજકુમાર ૫ પુરૂષને નારિઘણુંરિ,તું
સાંભળ મોરિ માય; નારીને તો પુરૂષ બીજો, શ્રવણે સુણ્યો
નવ જાય. ૬ સુંદર માધવ માસઆવશે,દ્વાદશિનોદન,ત્યારે
સ્વપનામાં આવિ પરણસે,પ્રાણતણો જીવન.૭તું જાગ્યા કેડે
ઓળખજે;તનેકહુંછું સત્ય વિવેક; ત્રણવારતો પરણસે,પણ
વરતો એકનોએક. ૮ વર પામી ઓખાબાઇ ચાલ્યાં, મંદીર
મારિયે સાર;અરે બાઈ હું પરણિ આવિ, સુંદર વરભરથાર.
૯ એમ કરતાં ઓખાબાઈના દીન ઉપર જાય દિન; સુંદર
માધવ માસ આવ્યો, દ્વાદશિનો દન. ૧૦ સુંદર સજ્યાપા
થરિને, સણગાર્યું ભોવન; આજસ્વપનંતરમાંઆવસે,મુજ
પ્રાણતણો જીવન.૧૧ સંધ્યા થઇ રવિ આથમ્યોઆથમિયો
કુષ્યપ તન; હજુએ ન આવ્યો હજુએ ન આવ્યોપ્રાણતણો
જીવન. ૧૨ પોહોર રાત તો વહી ગઇને,હજુનઆવ્યોકોઇ,
ઉમિયાજીએ વચન કહ્યું તે રખે મીથ્યા હોય. ૧૩ વાવાયને
બારિ હાલે, ખડખડાટ બહુ થાય; એ આવ્યો એ આવ્યો
કહીને, તુરત બેઠી થાય. ૧૪ તમો આવ્યા તે હું જાણું છું,
મારી સગિ નણંદના વિર; બોલ્યા વિના નહી ઉઘાડું હઈડે
છે મુને ધીર.૧૫ વેણા લીધી હાથમાં ને ગિત મધુરાં ગાય;
ચેન કાંઈ પડે નહી;ને ભણકારા બહુ થાય.૧૬ તેવામાં એક
બારણુ ખડખડવા લાગ્યું જયારે, ઓખબાઈએ તો દોટ
કરિ; દ્વાર ઉઘાડયું ત્યારે.૧૭બાણાસુરે મેહેલ રચ્યોછે;તેનો

સ્થંભજ એક તે તણા પડછાઓતે, ઓખા નજરે દેખે.૧૮
ઓપેલા આવ્યાછો,તમઉપર જાઉ વારી; બોલ્યા વિના તો
નહી બોલાવું,છું ગુણવંતી નારી. ૧૯બાણાસુરજોજાણશેતો
લેસે બેઉના પ્રાણ;શાનેકાજે આંહી ઉભાછો,સાસુના સંતા
ન. ૨૦ ઓખાબાઇતો માળીયામાં; પાડેછે બકોર; ઈશ્વરને
પાર્વતિએગગને સાંભળ્યોછે સોર.૨૧ ઈશ્વર કહે છે ઊમી-
યાજીને કોણ રૂવેછે નાર; ઊમીયાકહેછેમહાદેવજી,ઓખા
રૂવે નીરધાર.૨૨ વચન આપણું મીથ્યા કરવા, બેઠી બાણકુ
માર;તામશી વિદ્યા મોકલીતે નિદ્રાનોભંડાર. ૨૩મધ્યરાત
તો વહી ગઇ ને, મીચાણાં લોચન, સ્વપ્નાંતરમાં આવી
પરણ્યો પ્રદ્યુમનનો તન. ૨૪

કડવું ૩૨ મું.

રાગ ધોળ-સ્વપ્નાંતરમાંદીઠીસોરઠીયાનીજાનરે સ્વપ્નાં
તરમાં વડસસરો ભગવાનરે. ૧સ્વપ્નાંતરમાંખળકે મીંઢળ
ચુડીરે;સ્વપ્નાંતરમાં ઓખા દીસેછે અતી રૂડીરે.૨ સ્વપ્નાં-
તરમાં વરત્યાંછે મંગળ ચારરે;સ્વપ્નાંતરમાં આરોગ્યા કંસા
રરે.૩ સ્વપ્નાંતરમાં કરેછે પીઉજીશુ વાતરે; સ્વપ્નાંતરમાં
હશીહશી તાલી લેછે હાથરે. ૪ ચીત્રલેહા ભરીરે નીંદ્રામાંથી
જાગીરે;ઓખાબાઇને કોણ કરમગતી લાગી. ૫ ઓખાબા
ઇને નાટક ચેટક લાગ્યુંરે;તેતો કેમ કરીને થાશે અળગુંરે.૬
જાગ્ય જાગ્ય ઓખા જાગ્યરે, ત્હારે જે જોઇએ તે માગ્યરે.૭
રાગ મારૂ—ઓખા ભરીરે નિંદ્રામાંથી જાગી, અંગોઅંગ

અંગુઠી લાગી,ફટ પાપણી શીદને જગાડી, મને ભર્યા અ-મ્રતમાંથી કહાડી. ૧ ફટ પાપણીએ શું કીધું, અમૃત લઈને વીખજદીધું;બીડી પાનની અડધી કરડી, ખાધીમનવિના-મુખ મરડી. ૨ જુવો મહારા કરણની કરણી,વરશેમેલી ગ-યા મુને પરણી; મહારા પીઉને મતી જે આવી.મહારાનાથ ગયારે રીસાવી. ૩ મહારા હઈયા કેરો હાર;આણિરે આપો આણી વાર. ૪

કડવું ૩૩ મું.

રાગ શોરઠ-શૈયર શત્રૃસે થઇને લાગી, મને સ્વપ્નાંમાંથી જગાડીરેહો, ઉમીયાનો વર આજ સફળ થયોને જપતાં છે દહાડી દાહાડીરેહો.૧અધવચ કુવામાં મુજને ઉતારીરે, વ-ચેથી વરત મેલ્યું વાઢીરેહો; બાગબગીચામાં પુલ પુલ્યાંછેરે હો પુલી મહારી તનડાની વાડીરે હો.૨ પ્રેમાનંદ પ્રભુ જોતાં ન ઓળખો હો, ખેતરી જાયછે દહાડી દહાડીરે હો સઈયરરે ભુંડીશૈયરશત્રૃશેથઈનેલાગિ,મુનેસ્વપ્નામાંથીજગાડિરેહો.૩

કડવું ૩૪ મું.

સાખી-ચંદા તુંતો જીવો કરોડ વરસ,સ્વપને થયો સંજોગ;શ્રાપ દેઉં છું સુરજ દેવતા, મુજ જાગે પડિયો શીજોગ. ૧ સ્વપ્નામાં મહારાપીઊજીશું, અમે કરતાં લીલા લેહેર;અમૃ-તરસ હું પિતિ હતિ, તેમાં તેં મેલ્યું ઝેર. ૨ કંથ વિજોગે એ કામનિ, ગઇ પંડિતની પાસ; ભુલ જે પુછું પંડિતો, એક દીન કેહેતિ માસ. ૩ ફરિફરિ પંડિત એ કહે, સાંભળ ઓખા

કરજોડી;શોધી લહો એ પીઊજી;એક વરસે કરોડ.૪ ઓખા પુછેઓ પક્ષીડો, તારી બે પાંખો માગીશ; હું મહારાસજ્જનને મળી; તારી પાંખો પાછી દઈશ. ૫ પાંખપ્યારીપથંતો વેગળો,તારો પિઉ કોણુજ દેશ;માગીતાગી પાંખડીયે,તારા સજ્જનને ક્યાંથી મળશે. ૬ચાંચકઢાવુંબપઈયાતાહરી, ઉપર ડારૂવુંણ; ભીને રંગે પીઉ માહરો, તને પિઊ મળશે કુંણ. ૭ પીઉ વીજોગ પીલી ભઇ, મારૂ તનમન સુકાઈ જાય;ગવરીતું વાહન ચડીતો,સઉ સફરનાજાય. ૮ લેખલખ્યા છઠો તણા, તે મટી કયમ જાય;કર્મે લખ્યુંતેભોગવે,તેની પક્ષકરે જદુરાય, રાગ ધરાડી–મધ્યનીશાસમેરે;માળીયામાંરોતીરે રાજકુમાર, કયાં ગયો ક્યાં ગયોરે, બાઈ મહારો સ્વપનાનો ભરથાર. મી ઢળમારૂં ક્યાં ગયુંરે,બાઈ મારોચુડલો હતો જે હાથ;દાતામાં ઢળી ગયુંરે,બાઈ મારે અમૃત આવ્યું જે હાથ. ૨ પિયુ પરદેશિયારે, ભુંડા મને લીધિ શે નવ સાથ; આજ વેરણુ થઈરે; બાઈ મહારા સ્વપના કેરી રાત.૩લાવ સખી વીખ પીઉંરે, બાઈ મહારા કાઢું પાપી પ્રાણ; હવે હું કેમ કરૂંરે; બાઈ મને વાગ્યાં વિરહનાં બાણુ.૪ પાપી મારોજીવડોરે,ઓખાબાઇયે પડતું મેલ્યુધરણ;રોતારોતાંજ્યાંગયારે,ઓખાબાઈયે રોપીયું વાડિવન. ૫ જઇને પુછુ દ્રુમનેરે;ક્યાંઇમાહારો દીઠાપ્રાણજીવન; તું ગુણુ બેલડિરે,બાઈ જોને કરમ વિચાર. ૬ નાથમેલિ ગયારે,બાઇ મહારાં કોણુ જનમનાં પાપ; આજવેરણુથઈરે, બાઈ મહારા સ્વપના કેરિ રાત.૭ જોબન મેં તો જાળવ્યુંરે;

જાણ્યું મારા પ્રભુને ભેટ કરિશ જો પ્રભુ નહીમળેરે, તો હું માહારા પ્રાણ તજીશ. ૮

કડવું ૩૫ મું.

સાખી-ઓખા રૂવે ચિત્રલેહા વીનવે, ઘેલિસઈયરનવરોય; સ્વપ્ને દીઠું જો નીપજે, તો દુઃખ ન પામે કોય; ૧ જળ વલોવે માંખણ નીપજે, લુખુ કોઈ નવ ખાય, મુને વાહાલી હતિ; અતિ સખી તું તો ચિત્રલેહાય. ૨ વેરણ થઈ વીધાત્રિ એણે આડા લખીયા આંક;એકવારઆવે મારા હાથમાં, તો ઘસીને વાઢુ નાક. ૩ કરમલખાવેતોલખે,ભરિનેમેલ્યોઆક કરણી પ્રામી ભોગવો;તેમાં વિધાત્રિનો શો વાક.૪ વિધાત્રિ આપે તેને લક્ષ દીયો, ન આપે તેને છેક;એકવારપોકારેબારણે, તને પુત્રિ જન એક.પલાંચ લેઈ લખતીહતે, તોઆપત સહુથી પેહેલું; મારા પીઉ વિજોગણ ન જાણતી મારૂ મરણ લખાવતી વેહેલુંરે. ૬

કડવું ૩૬ મું.

રાગ આશાવરી-સ્વપનું સાચું નહોય,સઇયરમારિસ્વપનું સાચુ ન હોય;ટેક. એકરંકહતોતે રાજ્ય પામ્યો, સ્વપ્નાંતરમાં સાર; હસ્તી જુલે તેને બારણે રથ ઘોડા પરમ વિશાળ જાગીને જોવાજાયત્યારે,ગાંધર્વન મળે એક સ્વપનું. ૧ એક નીરધનીયો તે ધનપામ્યો,સ્વપનાતરમાંશાર;તેનેદેશવિદેશ વહાણ ચાલે,વાણોતર છે શાર; જાગિને જોવા લાગ્યો ત્યારે કોને લાવે પાસ સ્વપનું.૨ એક મુરખ હતોતેસ્વપનાંતરમાં ભણિયો વેદ પુરાણ;જાગિને ભણવા જાય ત્યારે, મુખે ન આ

વડે પાશાણ,સ્વપ્નું.૩એક વાંઝીયો તે સ્વપ્નાંતરમાં,વઝે પામ્યો બળ; તેનું ઘોડીયું ઘોજારે બાંધ્યું; પારણું પરશાળ; જાગીને જોવા જાય ત્યારે, કોનું લાવે બાળ; સ્વપ્નું સાચુ ન હોય, સઈયર મારી સ્વપ્નું સાચું ન હોય. ૪

કડવું ૩૭ મું.

રાગ કલ્યાણ—ચિત્ર ચાળીને વાનો વાળીને; મેળીને પટ મેલીને, લેખણ લાવીને કરમાં સાહીને, રંગ ભરતીરે ચીત્ર કરતીરે. ૧ હવે સ્વર્ગના લોક લખાયરે; લખ્યા સ્વર્ગ લોકના રાયરે;ઉપરલોકલખ્યુંને ભુરલોક લખ્યું,જમ લોકને તપલોક લખ્યા.૨સત્યલોક લખ્યોનેવૈકુંઠ લખીયું; ગુણુલોક લખીયો ને ગાંધર્વ દેશ લખીયો; હવે ઓખાબાઈ તમે ઓરાંઆવોને આમાં હોય તેને આવીને બોલાવોરે. ૩ ઓખા આવીને કાગળમાંજોયરે, એતારાતે રાતે લોચને રોયરે, બાળ્ય બાળ્ય આતો નથી ગમતુરે, એને રણવગડામાં મેલો જઈને રમતુરે ૪ચિત્ર ચાળીને વાનો વાળીને, લેખણ લાવીને કરમાંસાહીને રંગભેળીને પટ મેલીને; હવે પાતાળ લોક લખાયરે.૫ અતળ લખીયુંને વિતળ લખીયું,શેતુતળ લખીયુને પાતાળ લખીયું તળાતળ લખીયુંરસાતળ લખીયું,મહાતળ લખીયુ તેણીવારરે,૬ લખીયા પાતાળલોકનારાયરે, નાગ લોક લખીયાતેણીવારરે;વાસુકીનાગ લખિયાને ત્રિશ્વકનાગ લખિયા પુંડરીકનાગલખિયાને મણીધ્વરનાગલખિયાશેષનાગ લખિયા તેણીવારરે.૭ મારીઓખાબાઈસુલુણીઓરાંઆવોને આમહોયતેને હશીને

બોલાવોને;બાળ્યબાળ્યએનાદર્પરે,હું શું સ્વપ્નમાત્રમાં પરણી આવા સર્પરે.૮આ તો કાળા લીલાપીળા સાપરે, લખનારી ચિત્રલેહા તારા બાપરે.૯ ચિત્ર ચાળીનેવાનો વાળીને, દીનો બાળિને કાજળ પાડીને, હવે મૃત્યુલોક લખાયરે,લખિયામૃત્યુલોકનારાયરે.૧૦અજમેરલખિયુંને અલીયારલખીયું;મુલતાનલખિયુંનેતાસ્વાડ લખિયું ખં:રાસન લખીયોને બંગાળ લખીયોને,એકમુખાને અષ્ટમુખાલખાયા.૧૧સ્વાનમુખાલખીયાનેમંજારમુખા લખી,હસ્તિમુખ લખીયાને ગાંધર્વ મુખાલખીયાએકટંગાલલખીયાનેઅગ્નિવાળા લખીયા, લખી વનસ્પતીભારઅઢારરે.૧૨ઓખાઆવીજુવો ભરથારરે;બાઈ કાગળલખીયોતેતારોપાડરે;હુંશુંસ્વપ્નાંતરમાં પરણીઆવાંઝાડરે.૧૩બાઈલિખતાંતેલેખણુતુટીરે,ખડીઆમાંથી રૂશનાઈખુટીરેથયાકાગળના અંબારરે;તનેસ્વપ્નું નથી લાધ્યુસારરે.૧૪

કડવું ૩૮ મું.

સાખી-સોરઠદેશસોહામણોમુજને જોયાનાકોડ;શ્રીરત્નાગરને ગોમતી,ત્યાંતો રાજ કરે રણછોડ.૧સોરઠ દેશ સોહામણો, નચઢયો ગઢ ગીરનાર; ન ન્હાયો ગંગા ગોમતી,તેને એળે ગયો અવતાર.૨ સોરઠ દેશ સોહામણો વેલ વેલ કેલ કરંત;ગંગોદક ભરી કંચુકી; રામ હરી સરણે ધરંત. ૩સોરઠા સુઘડ માનવી; રાજ નીતનીત કરે કહેવાર; એક નગર નહીં માનવી, તેને ઉભા ઉભા જુહાર. ૪ રાગ દુહારી—આજરે સ્વપ્નામાં દીઠી ચોહ્ડીયાની જાનરે, જાણુંરે જાદવરાય આ

ચ્યા પરાણુવાળે; આજરે સ્વપ્નામાં દીઠી ગોમતીની તીરરે, આજસ્વપ્નામાં દીઠા હળધરજીના વીરરે; આજરે સપનામાં દીઠાસુંદરવરભરથારરે, તેમાંઅડધાંઉધ્યાંને અડધાં જાગતાંરે.

કડવું ૩૯ મું.

રાગ કલ્યાણ-ચીત્રચાળીને વાનોવાળીને, રંગ ભેળીને પટ મેલીને; રંગ ભરતીરે ચીત્ર કરતીરે, લેખણ લાવીને કરમાં સાહી.૧ હવે સોરઠ દેશ લખાયરે, ત્યાં નગર લખીયુંદ્વારકાં યરે; લખી જાદવપતી રાજંધાનીરે તેની સોભાતોસુરજ સમા ણીરે.૨ લખીયો જાદવ પરીવારરે; ઉગ્રસેન લખીયા તણીવા રરે; કૃતવર્મા લખ્યા સાત્વીક લખીયા, ઓધવ લખીયાને અક્રૂરલખીયા.૩વાસુદેવ લખીયાતેણીવારરે; ઓખા આવીને જુવોને ભરથારરે; બાઇ તેતો એધાણ મળીયાં, આ ઘરડાને માથે પળિયાંરે.૪તેને માથે મુગટ કુંડળ કાનેરે એવા જો લખાયા ભગવાનરે; ઓખા આવી જોવાનેભરથારરે, બાઇતેના સરખું રૂપ તેના ચાળારે. ૫ મારા નાથજી ગોરાને આતે કાળારે, તેને વડસસરો વડસસરો સહુ કહેતારે; હુંપરણીત્યારે ચોરી સાહીને રહેતારે. ૬ લખીયા કૃષ્ણતણા કુમારરે; એક લાખ ફરતા હજારરે; એંશી કાગળ લખીયા તેણીવારરે; ઓખા આવી જુયોને ભરથારરે. ૭એતો રીંછડાનાબાળરે. એને માથે મોટા વાળ; એના કુળમાંમારો કંથ, એને ધાવણનાછે દંત.૮ એતો રૂપાળોને ઉચારે, એને મોઢે નથી મુછો; ત્યારે લખીયા પ્રદ્યુ મનરે, ઓખાનું કંઇક માન્યું મનરે. ૯ જાણે

હોય કે ન્હોય,મુજને પરણ્યોતેનું મોહોય, એનેસગોસસરો સૌ કહેતારે, હું પરણી ત્યારે મારી પાસે રહેતારે. ૧૦

વલણ-એમ કહીને અનીરૂદ્ધ લખીયા, ક્ષણું ન લાગીવારરે. મુખ મરડી ઉભી રહી, બાઈ એ મારો ભરથારરે. ૧૧

કડવું ૪૦ મું.

રાગ ઢાળ—ચિત્રલેહાના હાથમાંથી પેલું લખીયું પુતળું જેહ; પ્રેમ આણી ઓખાબાઇએ, ઝુટી લીધું છેહ.૧ કરમાંલેઇને કામની, કાંઇ દેછે આલીંગન માળીયામાં મેલી ચાલ્યા પ્રાણતણાજીવન. ૨ આણીવાર હુંનહી જાવા દેઉ, મેં ઝાલ્યો છે છેડો;મારા પીઉજી પરવરો તો, મુજને સાથેતેડો. ૩ ચિત્ર લેહા એણીપેર બોલી, સજોડેછે જોડ;તેતો પહોડયો છે દ્વારકામાં, આ તો ચિત્રામણના ઘોડારે. ૪

કડવું ૪૧ મું.

રાગ પરજ-આપો આણી, એ વર મુને આપો હોઆણી નીકર કાઢુ મારો પ્રાણિ,એવર મુને આપો હો આણિ. ટેક; મેતોસ્વપ્ને દીઠો જે છોગાળોરે,તેની પાપણનો છે ચાળોરે; મારૂ મનડું હર્યું લટકાળે; તે વર મુને આપો હો આણી. ૧ જેના દીર્ઘબાહુ અજાનુરે,મકરાકૃત કુંડળકાનરે;અંગ શોભે એ ભીનેવાન, તે વર મુ૦ ૨ જેના લક્ષણ વીસને બારરે, મુને પરણી ગયો છે કાલરે; તેને વરસ થયાં દશ બાર. વર મુ૦ ૩ વરની લટકતી છે ચાલરે; મુને પરણી ગયો છે કાલરે; તેને ટપકુ કીધું ગોરે ગાલ. વર મુ૦ ૪ રાજે પીતાંબરપરીધામર મુને કહેતા ગયો નહીં નામરે; ત્યારે ક્યાંથી સરે મારૂ કામ

તેવરમુ૦૪ચીત્રલેહા બોલીવાણુરે, સઇયર કેમ થઇ અજાણુરે બાઈ મારી ત્યાંતે જાએ કોણ, તે વર મુ૦ ૬ કોટ કાંગરે ચમું ડાંચરે, છપનકોડછે ચોકી માંચરે; ચક્ર જળહળતું છે ત્યાંચરે, મુને માર હેલા માંચ, તે વરમુ૦ ૭

કડવું ૪૨ મું.

રાગ મારૂ—ઓખા કહે છે સુણ સાહેલી, લાવ્ય કંથને વેહેલી વહેલી; બાઇ તુંછે સુખની દાતા, લાવ્ય સ્વામીને થાય સુખસાતા. ૧ ચતુરાને કહે ચિત્રલેહા,બાઇઆણ્યાનાઉપાય કેવા;દુર પંથછે દ્વારામતી,કેમ જવાય મારીવતી.૨ત્યાં જઈ ન શકે રાયશક્ર, રક્ષણ કરે સુદરશનચક્ર; જાવું જોજનસહસ્ર અગીયાર, તારો કેમ આવે ભરથાર. ૩ નયણે નીરની ધારા વહેછે, કરજોડીને કન્યા કહેછે,બાઈ તારી ગતીછે મોટી, તેને કોઈ ન કરી શકે ખોટી.૪સૈયરને સૈયર૦હાલી, છે મેં જમણે હાથે ઝાલી આપણ બેઉ જણ સંઘાતી, તું પ્રાણદાતાછે વિધાત્રિ.૫ માબાપ વેરી છે મારાં, મેંતો ચરણ સેવ્યાછે તારા; વિધાત્રિ તું દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ૬ ચિત્રત્રલેહાયે ધારણા દીધી, પછી દેહ પક્ષિણિની કીધી. ૭

કડવું ૪૩ મું.

રાગ ઢાળ—ચીત્રલેહા કહે ઓખાબાઇ, મારે દ્વારકામાંજાવુ પ્રભુના ઘરમાં ચોરી કરવી, નથી લાડવો ખાવું,૧અગીયાર સહસ્ર જોજન જાવું, હરવા શ્રી જુગદીશ; સુદરશન જો ચક્ર મળેતો છેદે મારૂ શીશ. ૨ બાઇ તુજને તાણ તો નવ પડેને જેમ તેમ વહેલી થાને;લાવ્ય મહારા કંથને તું; ખોટીથાયછે

શાને ૩ જાતી વેળા ઓખા કહે છે, મારો વર છે રૂડો; કર્મે મળ્યાંછો કુંવારાં, માટે રખે પેહેરતાં ચુડો.૪ચીત્રલેહાએ કહેવા માંડયું,મનમાં રાખો ધીર;તુજ સ્વપ્નામાં પરણી ગયો મારી માડી જાયો વીર. ૫ ત્યારે ઓખા કહેવા લાગી, જોઇ રહી વાટડી; મારો વર રૂડો જાણી; રખે ઓઢતી ઘાટડી.૬ હું નહીં ઓઢું ઘાટડી, તું એ શી બોલી વાત, તુજ સ્વપનામાં પરણી ગયો, મારી માડી જાયો ભ્રાત. ૭ એવું કહીને ઉડી તે,પવનવેગેજાય; આકાશ માર્ગે સંચરી, પોહોચી ગોમતી માંય.૮ગોમતીમાં મરદન કર્યું ને વિચારીયુ તે ઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નહી એકલાનું કામ. ૯ પછીતેણે નારદ મુની સંભાર્યા, તતક્ષણ આવ્યા ધાઈ; કહેરે મુજને કેમ સંભાર્યો, ચીત્રલેહા બાઇ. ૧૭ બાણાસુરની દીકરીને,લાગ્યું છે સ્વપન; અનિરૂદ્ધ સેજે વરીગયો, વિહ્‌વળ થયું છે મન, ૧૧ ચોરી કરવા હું આવી,સુદર્શન આડું થાય;તેમાટે તમને સંભાર્યા, કરવા માહારી સહાય. ૧૨ નારદ કહે છે ઓરે બાઈ, એમાં તે શું કામ; એક તામસી વિદ્યા એવી ભણાવું, ઉંઘે બધું ગામ. ૧૩ ચીત્રલેહા કહે સાચું કહ્યુ, પણ છેતરવા જુગદીશ; પેહેલું સુદર્શનચક્ર મળેતો, છેદે મારૂ શીશ.૧૪ચક્રની ચીંતા નવકરશો,જેમાર્ગે જાશે ચોકીફરવા;તેરે માર્ગે હું જઈશ, બેસાડીશ વાતો કરવા. ૧૫ પછી તામસી વિદ્યા ભણાવી, જીભે જપતી જાય; ચોસઠ કળામાંચાસુંડાતે,ડમક ઢોલું ખાય. ૧૬ ગામ તો ઘારણ પડયું ને ઉંઘ્યા લોક;

ચિત્રલેહા નગરમાંપેઠી;મુકી મનનો શોક. ૧૭નારદે વિચા-
ર્યું ચિત્રલેહા, અનીરૂદ્ધતે લઇ જાશે; શીવને શામળીયો વઢ
શે; જુદ્ધ જોવા જેવું થાશે,૧૮ ચકર ચોકી ફરતું આવ્યું;મા
રગમાં નીરધાર;તે માર્ગેસામા મળીયા,નારદબ્રહ્મકુમાર.૧૯
નારદ કહેછે ચકરને, તું દાહાડીજાયછે ફરવા;એક ઘડીવારબે
શને,મુજસાથે વાતો કરવા. ૧૦ તુંને હું તોકયાં મળિશ, તું
સાચી કહેને વાત, કોઈ દહાડીમુજનેસંભારે,દવારકાંનોનાથ
૨૧ચકર મુખથી બોલીયું, વળી મારૂં તે ધન્યભાગ્ય;તમારા
દરશનનોતો, કયાંથીપામુંલાગ.૨૨ભોળુ ચકર સમજ્યું નહી
બેઠું નિરાંતવું થઈ; પેલી નારી પેઠી નગ્રમાં,ચોરીકરવા ગઈ
૨૩ જોતી જોતી જયાં ગઇ, કૃશ્ન તણુરે ભોવન; ત્યાંથી આ-
ઘેરી પરવરિ, જયાં પહોડયો પ્રદુયુમન. ૨૪ ત્યાંથીઆઘેરીપ
રવરી,મહાવિષ્ઠ કેરો વિર;સોડ ઘાલીને સુઇ રહયો મહા ધનુ
ષધારી ધીર. ૨૫ હમણાં જો હું એને જગાડું, માહારા મારી
ટરે કડકાય; માથે હીંડોળો લેઈ લીધોને,ઉલટ અંગ નમાય.
૨૬ જુગતઅંબે જે જુગતઅંબે, કરંતી તે જાય, હિંદોળો લે
ઇ જાતા દીઠો, નારદે તો ત્યાંય. ૨૭ હીદોરો લેઈ પરવરીને,
સમર્યા વૈકુંઠવાજ;પવન વેગે સંચરી આકાશ માર્ગેજાય.
૨૮ બેઘડીમાં આવી પહોચી, શોણીતપુર મોઝાર;તે ઠેકાણે
નારદજીએ,મન કર્યો વિચાર.૨૯ એ જયારેગઈત્યારે, હુંએ
મારે જાઉં; તેણે તેનું કામ કર્યું, હું ખોટી સીદને થાઉં.૩૦
નારદ કહેછેચકરને, તું નીકલ્યુંચોકી ફરવા, આવડીવાર સુર

ખ કેમ બેઠું,મુજસાથેવાતોકરવા, ૩૧ નારદ કહેછે ચકરને ઉઠરાખતાંરૂંગામ;કાલે પછી ચોરી થશે; તું ન લેઈશ મારૂ નામ ૩૨આકાશ માર્ગે પક્ષીણી, તે વેગે ચાલીજાય; ઓ-ખાબાઇતોવાટજુવેછે,મંદીર માળીયા માંય.૩૩ વા વાયને બારીહાલે,ખડખડાટબહુ થાય; ચિત્રલેહા પાપણીતે,હજુએ ન આવી આંય.૩૪ ચિત્રલેહા ચાલીઆવી,મંદીરમાળીયા માંય; ભલે લાવી ભલે લાવી, હું જગાડું ભરથારરે. ૩૫

કડવું ૪૪ મું.

રાગ આશાવરી-ઉંઘ્યા પેઉ જગાડીયે, ભર નિદ્રામાંથી ઉઠાડીયે,મનસંગાથે એવા બીજીએ બ્રહ્મહત્યાતો શીદ લિ-જીયે.૧ ભરથાર પહેલિ ભામની, જે અન્નરાંધી ખાય; વા-ગોળ થઈ અવતરે; ઉંધે મસ્તકે ટંગાય; ભરથાર પહેલી ભામનીજે,સુવે સજયામાંય;આંધળી ચાકેરણ અવતરે, પડે માર્ગમાય.૩ભરથારનું જે કહ્યું ન માને,આપ મતી જે ના રી; તેતો નારી અવતરે-કાંઈ બીલાડી મંઝારી.૪ ભરથારનું જે કહ્યુ ન માને, કરે તરફોડા કંથ, હડકાઇ કુતરી અવતરે એણે માથેપડશેજંત.૫ ઓખાકહેછે ચીત્રલેહાને;તુંતો બોલે આપ,પેઉ પહોડયો હોયપીરણે;કરડવાઆવ્યો હોય સાપરે.

કડવું ૪૫ મું.

રાગ સાખી-સ્ત્રિચરીત્ર અનેરડાં, કોઇ તેનોન લહે ભરમ સ્ત્રિ શામને ભોળવે; પણ ખોયો પોતાનો ધર્મ.૧ રાગઢાળ ઓખા કહેછે ચીત્રલેહાને;હવે ન બોલીશ આડું; તું કહે તો

મારા પેઉને,પગ ચાંપી જગાડુ. ૧ ચીત્રલેહાકહે ઓખાબાઇ આવડી ઉતાવળી શું થાય; એ મોટાનો કુંવરકહાવે, કાંઈક હશે હથીયાર.૨ ઓશીકે જઈ જોવા લાગી,તોમોટી એક ગદાય; ઉપાડીને અળગી કીધી, ઓખા ચાંપે પાયરે. ૩

કડવું ૪૬ મું.

રાગ મારૂ-મહાબળીયોતે જાગીયો; તેનાબળનોનાવે પારરે;હરૂડ હાક મારી;કીધો છે હોકારરે. ૧ રમક ધમકંડગલાં, વાગે ઠારો ઠારરે; આતો નહોયરે ન હોય; મારા બાપજીનું ગામરે. ૨ દ્વારીકામાં વસે,સઘળા વૈષ્ણવ જનરે; અહો રાત્રી બેઠા કરેછે, ત્યાં સહુ કીરતનરે. ૩ ભજન નાદ કેરા ચરડકા, તે હોય અપારરે, ભુત ભૈરવ જોગણી, અસુર કોઇની નારરે, ડાકણીછો સાકયણી છો કોણ છો બલાયરે; ચિત્રલેહા કહે છે વીરા, ખમા ખમા ખમાયરે. ૫

કડવું ૪૭ મું.

રાગ દેવગ્રી-અનિરૂદ્ધ તે જાગીને પેખે, ભુવનથી આરડાદેખે; કોણ કારણ અમને લાવીયાં હો, ચિત્રલેહા બોલી શીમી. ૧ તમને લાવીછું જાણી, ઓખાને કરો પટાણી; વરવરવાને અરથે હો, તમને લાવીયા હો. ૨ તમે નારીછો ધન્ય; દીશોછે કુંવારી કન્યા; પરણુ તો થાય છે અન્યા; કેમ પરણુ હો અસુરનંદની હો. ૩

કડવું ૪૮ મું.

રાગ ધવળ-બાણાસુરની નગરીમાં, ગડગડીયાં નીશાનરે; એણેનેશબ્દે અનીરૂદ્ધજાગીયારે.૧જાગ્યા જાદવરાય; જુગતી

ન દેખેરે; પેખેરે પેખે અસુરનાં માળીયાં,૨ આતો નહોય ચ
નારી નગરી,નહોય અમારૂ ગામરે;ન હોય ન હોય કનકની
દ્વારિકારે. ૩ ન હોય અમારી વાડીરે,અમે રમતાદહાડી દહ
ડીરે;ન હોય ન હોય પુષ્પ કનકનો ઢોલીયોરે.૪અહિયાં ના
ઘણાવાગે,રણતુર ઘણેરાંગાજેરે; ન હોય ન હોય શંખ શબ્
સોહામણોરે.પમને કેઇ રંડા લાવીરે, મારી દ્વારકાં છંડાવીરે
કેઈરે ભામનીયેમુજને ભોળવ્યોરે.૬આતો ઉંચા ઊચામાળ
લોઢે જડયાં કમાડરે; રત્નાગર સાગર શે નથી ગાજતોરે.૭
ચિત્રલેહા બોલી આળરે, તમે જોઇનેદેજો ગાળરે; આ ... છે
આ કન્યા સુખે વરોરે.૮ત્યારે અનિરૂદ્ધ બોલ્યા વાત, મુખ
ઘાલી હાથરે,જાણી જોઇને જાતગળીમાં કેમ બોળીયેરે.૯મ
રો વડવો જુગજીવન,અમે પ્રભુમનરાયનાતનરે;તેમાટે નહિ
પરણું દૈતની દીકરીરે.૧૦ચિત્રલેહા બોલી વાત, ઢાંકી રાખે
તમારી જાતરે; હવડાં વાતો કાઢીશ વડુવા તણી.૧૧શનક
સુરને મારીરે,સોળહજાર લાવ્યા નારીરે; તારા સમજો તાર
બાપેએકે નથી પરણીરે.૧૨ એક લગ્ને વરી નવ પુછયાં કુળ
ને પરીયાંરે;જાતભાત કોઈનીપુછી નહીરે ૧૩ તારાબાપની
જે ફઈ, અરજુન સન્યાશીને ગઈરે; મોં કાઢીને બોલ એવું દે
નહીરે.૧૪ જેણે વાયો વંદ્રાવનમાં વંશ,જેણે મારયો મામે
કંસ;ધાવતાં મારી માસીપુતનારે.૧૫ધાવતા મારી માસી
કરી રાખી કંસની દાસીરે;કુબજાના કુળની વાતો કહેતાં ન
થીરે.૧૬ તારો વડઉવો દધી માંખણનો ચોર, ચારયાં વંદ્રા

નમાં ઢોરરે; છાશ પીનેતો ઉછરીયોરે. ૧૭ સત્રાજીતને કાજેરે મણી લેવા ગયા મહારાજરે; ત્યાંથી પરણી લાવ્યા જાંબુવંતી રીંછડીરે. ૧૮ લાંબા નખને ટુંકા કેશ, વરનો દીસે એનો વેશરે; ભુંડા મુખના છુંછાઉપર શું મોહી રહ્યાર. ૧૯ કહે તો વાત વધારી કહીએ નીકર અહીયાંછાનાં રહીએરે; પુછો છો તોકન્યાનુંકુળ સાંભળોરે. ૨૦ એનો વડઉવો જુગજીવન, એનો વડઉવોકૈલાસનો રાજનરે; ઓખાનીમાડીતો ઉમીયાસતીના ૨૧ હીમાચળની ભાણુજીરે, ગણુપતી તેનો વીરરે; ઊમીયાના અરધાંગે ઓખા ઉપનીરે. ૨૨ તારો વડવો જુગજીવન, તેમ એનો વડવો બળીરાજન; એક સમે બળિરાયેયજ્ઞ માંડીયોરે. ૨૩ બળીરાજા જગતનો અધીકારી, તારો વડઊવો ભીખારીરે સાડાત્રણ ડગલાં માટે કરજોડીયારે. ૨૪ આટલી વડાઈશાને કરોછો; એના બાપની ભુમીમાં રહોછોરે, કરમહીણુના કપાળમાં કોઈ ચોઢે નહીરે. ૨૫ કહેતો વાત વધારી કહીયે, નીકર આંહીથી છાના રહીયે; આવ્યા છો તો કન્યા સુખે વરોરે.

કડવું ૪૯ મું.

રાગ ઢાળ-અનીરૂદ્ધ વળતો કોપીયોને, કયાં ગઇ મારી ગદાય; તમારા બેજણુના હવે, મારીકરૂં કટકાય. ૧ તમે જાણ્યું અહીયાંલાવી, કર્યું ભલેરૂં કામ, તમને બે જણુને મારી, ઉડી જાઊ દ્વારીકા ગામ. ૨ ઓખા ત્યારે થરથરધ્રુજી, વેગે આવી આડ; મારાપીઉજીને હું મનાવું, તુંલાવીતે તારો પાહાડરે.

કડવું ૫૦ મું.

રાગ સીધવો-માહારા સોરઠી સુજાણુ, મળ્યા મને મેલ-

સોમાં;મારા જીવના જીવનપ્રાણ, મળ્યા મને મેલસોમાં. ૧ મારા શરીરના શણુગાર મળ્યા મને મેલશોમાં,મારા હઈડા કેરા હાર મળ્યા મને મેલશોમાં. ૨ મારી સાસુડીના જાયા, મળ્યા મને મેલશોમાં, સ્વપ્નેશીદઝાલ્યોતોહાથ,મળ્યામને મેલશોમાં.૩તમને દાદાજીની આણ,મળ્યા મને મેલશોમાં; તમે ચાલો તો કાઢુ પ્રાણ, મળ્યા મને મેલશે માં. ૪ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ, સાંભળ સુંદરી; અબળાએ નાંખ્યા બોલ, અમશું ઉથલડી.૫ મારા વડવાની વાત, કાઢીને વઢી ત્યારે ઓખા બોલી વાણ,એછે દાસલડી. ૬ કૌભાંડની તન-યાય, પગની ખાસલડી;ત્યારે અનીરૂદ્ધ બોલ્યો વાણ,હવેહું તને વરૂ.૭તમે ગાળો દીધી સાર,મારૂવેરવાળીયું; ચીત્રલેહા બોલી વાણ, ગાળો દીધી સહી,તમે બે થયાં છો એક, પર-ણાવું નહી.૮ પરણવાની પેર,સઘળી મેં લહી; મને મળીયા નારદ મુન્ય,વીદ્યા શીખવી, ત્યારે ઓખા બોલી વાણ, હવે વાર શાની; પરણાવ માળીયા માંય, રાજકુંવર નાહાની. ૯

કડવું ૫૧ મું.

રાગ ધોળ-માળીયામાંમીથ્યા અગ્નિ પ્રગટ કીધારે,માળિયામાં દેવતા સાક્ષી લીધારે; માળીયામાં નારદ તુંબર વાયરે માળીયામાં કળસ ચોરી બંધાયરે.માળીયામાં પેહેલુંમંગળ વરતાયરે,પેહેલે મંગળ શાંશાંદાન અપાયરે;ચિત્રલેહા આપે છે કરની મુદ્રીકાયરે,દાનેલેછેકૃષ્ણસુતણોસંતાનરે,માળીયામાં બીજુ મંગળ વરતાયરે, બીજે મંગળ શાં શાંદાન અપાયરે

ચિત્રલેહા આપેછે સોળશણુગારરરે, દાનલેછે કૃશ્ન તણો સં-તાનરે,માળિયામાં ત્રીજુ મંગળ વરતાયરે, ત્રીજે મંગળ શાં શાં દાન અપાયરે; ચિત્રલેહા આપેછે નવસરહારરે,દાનલેછે કૃશ્નતણો કુમારરરે, માળિયામાં ચોથું મંગળ વરતાયરે,ચોથે મંગળ શાંશાંદાન અપાયરે; ચિત્રલેહા આપેછે ગાયોનાં દાનરે,દાનલેછે કૃશ્નતણો સંતાનરે.માળીયામાં સમે વરતે સા-વધાનરે, માળીયામાં આરોગ્યા કંશારરે; માળીયામાં ચાર સોભાગ્યવંતી તેડાવોરે,ઓખાબાઈને સોભાગ્યવંતીકહીઓ લાવોરે. માળિયામાં ઓખા અનિરૂદ્ધ પરણી ઉઠયારે,માળિયામાંસોનાઈયે મેરૂ તૃઠયારે.

કડવું પર મું.

રાગ ચોપાઈ ત્રિતાળ-બોલ્યા શુકજી પ્રેમ વચન,સાંભળ પરિક્ષત રાજન;મળીને બેઠી બેઉ સઈયર નારી; બોલીવચન કૈભાંડ કુમારી.૧સુખ ભોગવો સ્યામાને સ્વામી,ચિત્રલેહા કહે શીરનામી; બાઈ તું કરજેપીઉનાંજતન,રાંકહાથે આવ્યું રતન. ૨ વરકન્યા સુખે રહેજો, બાઇ મુજને જાવા દેજો;અન્ન બેનું આપેછે.રાય.ત્રીજું માણસકેમ સમાય.૩તમો નરનારી ક્રીડા કીજે, હાવે મુજને આજ્ઞા દીજે; બોલી ઓખા વળતી વાણી,મારીસૈયરથઈ અજાણી. ૪ હવે સતી ઓખા વળતી ભાખે, બાઈ કેમ જીવુંજ પાખે; આપણુ બેજણુ દિન નિર-ગમશું, અન્ન વેચીને જમીશું. ૫ દુઃખ થાશેતો દઈશું થાવા પણ નહીદેઉ તુજને જાવા; બેની હુંતો રહીશ ભુખી, તુજને

નહીં થાવાદેઉ દુ:ખી. ૬ હુંતો આપીશ મારો ભાગ,હમણાં નથી જવાનો ભાગ;માબાપવેરીછે માહારા, મેંતો ચરણુશે-વ્યાછે તમારા.૭તુજ તાતઘેર ન જવાય, જાણ્ય બાણાસુરને થાય;ચિત્રલેહા કહેસુણી વાણીમારી સૈયર થઇ અજાણિ.૮ પ્રધાનપુત્રિકહેવાઉછું માત્ર,હુંછું બ્રાહ્માણિનું ગાત્ર; તુજ અર્થે લીધો અવતાર, મેળવ્યાં નારી ભરથાર. ૯ એમ કહી કરી પ્રસન્ન,ચિત્રલેહા ગઇ બ્રહ્મ સદન; ઓખાયે આંખડી ભરી, કંથે આસનાવાસના કરી.૧૦સ્વામીઆશાબાંધીનારી,પછી ચિત્રલેહાને વિસારી;જે દહાડે તુજને સ્વપ્ન,તે દહાડે મુજને સ્વપ્ન. ૧૧ જાણે પરણ્યો છું ઓખાનારી, ઉઘાડી મેલીતી ભારી;બેનેસરખીવિજોગીની પીડા, નરનારી કરે કામ ક્રીડા. ૧૨ બેની ચડતી જોબન કાયા, પ્રિતબંધને બાંધીમાયા; નેહ જણાવેછે ઓખાનારી. રમે અનિરૂધ્ધ કુંજબિહારિ. ૧૩ જે જોઇયે તે ઉપર આવે,ભક્ષભોજન ફરેમનભાવે; પહોત્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યોઅસાડતેમાશ.૧૪આવ્યો વર્ષાકાળનાદન,મેહ ગાજે વરસે બહુપરજન્ય;બોલેઆકાશે વિજળીકરી,બોલે કોકીલાવાણી મધુરી.૧૫ મહાતપસીનાં મન ડોલે,ત્યાંતો મોર બપૈયા બોલે;તેમ મરદન કરેછે અંગે; કેશરચંદન શરચે રંગે.૧૬આંખે અંજન આભરણ શાર,કરે તંબોળ કેરા અહાર; તપે નીલવટ ચાંદલો તેવો, ચંદ્ર શરદ પુનમના જેવો. ૧૭ શીશફુલ સેંથો સીંદુર, તણે મોહ્યો અનીરૂધ સુર;કાને ઝાલઝમકતીજોઇ,કામકંવર રહ્યોછેમોહી

૧૮નાકે સોહીયે મોતીની વાળી,તેને રહ્યો અનીરૂદ્ધ નીહાળી મોહ્યો મોહ્યો ભરકુટીને જોડે મોરયો મુખનેમોડે. ૧૯ મોહ્યો મોહ્યો છુંટીલાવટે મોહયો મોહયો કેસ કલંકે; મોહયો મોહયો ધુઘરાનેધમકે, મોહયો મોહયોઝાંઝરને ઝમકે૨૦દીઠું મેડીએ સુંદર કામ, તેણેવિસાર્યું દવારીકાંગામ; ઘણું ભક્ષભોજન કરે આપ તેણે વીસાર્યા મને બાપ.૨૧ પામ્યો અધરામૃત પકવાન;તેણે વિસાર્યુંહરીનું ધ્યાન;ઓખાસુખ તણે સાગર,તેણે વિસાર્યો રત્નસાગર.૨૨અનીરૂદ્ધની ચાલેછે ગમતી નારી હીંડે નરને નમતી; નારનારી સુખ આચરતા,હીંડે ઓખાની પુંઠળ ફરતા.૨૩ ઘેલા કીધો મરજાદા મેલી,નવ સુજે દીવસે કે રેણી;રાત દીન નીરગમે છે રતી, ચાર આંખે ઝરેછે અમી.૨૪ સુધબુધ તોવીસરી તહી,એટલે ચોમાસુગયુવહી.

વલણ-ચોમાસુ તો વહી ગયું, આવ્યો આસો માસરે;કન્યા ટળી નારી થઇ, ઓખા પામી સુખ વિલાસરે.

કડવું ૫૩ મું.

રાગ મલાર-વર્ષારૂતુ વહી ગઈરે,રમતાંરંગવિલાસ; સુખ પામ્યાંઘણુંરે,એટલે આવ્યા આશ્વીન માસ ૧ એકસમે સૈયર આવી,સરદપુનમની રાત;માણેકઠારીપુરાણીમારે,ઉત્તમ દીસે આસો માસ. ૨ ચંદ્રમાને કીરણેરે બેઠા હીંડોળેનરનાર હાશવીનોદમાંરે,કરતાંવીધવીધ વીલાસ.૩રક્ષકરાયનારે તેણે દીઠી રાજકુમાર;કન્યારૂપ કયાં ગયુંરે, ઓખા દીસે હવેનાર ૪ચીત્રલેહા કયાં ગઇરે,એકલીદીશે છે ઓખાય; રાતી રાતી

આંખડીરે;પુલ પુલી દીશેછે કાય, પાહીરડે ઉરઢાંકતી, શકે થયાછે નખપાત;અધરપે શાંમતારે કોઇક પુરૂષદંતનો ઘાત ૬ શેવક સંચર્યો રે એવો દેખીને દેદાર; મંત્રિ કો ભાંડનેરે, જઇને કહ્યા સમાચાર.૭પ્રધાન પરવર્યો રે, જ્યાંછેઅસુર કેરોનાથ રાયજી સાંભળોરે, મંત્રિ કહેછે જોડીહાથ.૮ લોકીક વારતારે,કાંઇક આપણુનેલંછન; જીભ્યાછે દીયેરે,કેમ કહીયે વજ્જર વચન.૯બાળકી તમતણીરેતેતો થઈછે નારીરૂપ;વારતા સાંભળીરે,આસનથીઢળીયોભુપ.૧૦ધ્રુજા ભાગી પડીરે એતોઅમથીઅકસ્માત; બાણુકોપ્યો ઘણું રે, મંત્રિ સાંભળી શાચી વાત. ૧૧ સીવે કહ્યું;તે થયુંરેતારી ધ્વજા થશે પતન; તેવારે જાણજેરે, રીપુ કોઈક થશે ઉત્પન્ન. ૧૨ જાઓ મંત્રી તમોરે,જુઓપુત્રિ કેરી પેર; તેને કોઈ જાણે નહીરે, તમતેડી લાવોઘેર૧૩પ્રધાનપરવર્યો, સાથે ડાહ્યા ડાહ્યાજન; ઓખાને માળીએરે, હેઠે રહિનેકહેછે વચન. કઉભાંડ. ૧૪ ઓચર્યો રે ઓખાજીદીઓનેદરશન;ચિત્રલેહા કયાં ગઇરે, ચાલો તેડે છે રાજન.૧૫થરથર ધ્રૂજતીરે,પડીપેટડાઆમાં ફાળ; શું થાશે નાથજીરે, આવી લાગી માજંજાળ.૧૬ તમે રખે બોલતારે નાથજી દેશોમાં દરશન; મુખ ઉડી ગયુંરે, ઓખા નીર ભરે લોચન. ૧૭ બાળાબહુવ્યાકુળિરેકાંઈકિદળિકેડ વરણ;કશાણુ કસ્યા વીનારે, કંચુકી પેહેરી અવળે વરણ.૧૮ બારીએ બાળકીરે, ઉભી રહીને ત્યાં; આવો કોભાંડે કુંવરીનેરે ભયંકર વચને બોલાવી. ૧૯ ચીત્રલેહા કયાં ગઈરે, તું એકલડી દીસે

બાળ; કન્યારૂપ કયાંરે, ખીજશે બાણાસુર ભુપાળ. ૨૦ શરીર સંકોચતીરે, કરતી મુખડાકેરી લાજ; ઘરમાં કોણ છેરે મુજને સાચુકહોનેઆજ. ૨૧ગળસ્થળકળકરધરીરે, કોઈ પુરૂષ દંતનો ઘાત, શણુગટ તાણુતીરે, બોલી ઓખાભાગીવાત. ૨૨ દીલ સારૂં નથીરે; ચિત્રલેહાએ કીધું સયન; તેણેહું આકળીરે, દુખણી નીરભર્યું લોચન. ૨૩ મંત્રીઓચર્યોરે, ઓખાબોલી આળપંપાળ; હેઠા ઉતરોરે, નહીતો ચડીને જોઈશું માળ. ૨૪ વલણ-માળ જોઇશું તમતણો, ભાગશે તમારો ભારરે; એવુ જાણીને ઉતરો, રાય કોપ્યા છે અપારરે.

કડવું ૫૪ મું.

રાગસામગ્રી-કન્યાએક્રોધજણાવીઓ, હાકોટયોપ્રધાન; લંપટબોલંતોલાજે નહી, ઘડપણે ગઈ સાન. કન્યા૦ ૧ પાપીપ્રાણ લેવા કયાંથીઆવીઓ, બોલતો ક્ષુદ્રવચન; એ વાતસારૂકીધી લઈશે, જીભજોડીછેદન. કન્યા. ૨હુંતોડાહયો દાનવતુને જાણતી ભારેખમરેકઉભાંડ; એવુંઆળકોને ન ચડાવીએ, ભાગી પડેરે બ્રહ્માંડ. કન્યા૦૩કહેવા દેને તું મારી માતાને, પછીતારીવાત; હત્યા આપુ તુજને, કરૂં જંપાપાત. કન્યા૦૪ કઉભાંડ લાગ્યા પછી કંપવા, પુત્રી પરમપવીત્ર, પછી કાલાવાલા માંડીયા, ન જાણ્યું સ્ત્રીચરીત્ર. કન્યા૦૫બાઈરાજાએ મુજને મોકલ્યો, લોકે પાડયો વીરોધ; ઓખા પુછયામાટે, આવડો સો કરાધ. કન્યા. ૬એવુંકહેતાંસેવકમોકલ્યો; બાણાસુરનીપાસ; રાજાએ મંત્રીને કહાવીયું, જુઓ ચઢીને અવાસ, કન્યા૦૭કઉભાંડ કોપ કરીને

ગાજીઓ,વજડાવ્યાં નીશાન;માળીએથી બંનેઉતરો, બાણા સુરની આણ. કન્યા૦ ૮ દાસને આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદન;ઓખાએઆંસુડાંઢાળીયાં, ચંપાસે સ્વામીન. કન્યા૦ ૯હોકારોઅસુરનો સાંભળી,ઉભો થયો અનીરૂદ્ધ; મેઘનીપેરે ગાજીઓ, કંપીનગરીબુધ.કન્યા૦૧૦મંત્રીકહેસુભટ સાંભળો કોઈજોદ્ધોબોલ્યોઆંહી,આપણાનાદે ઉઠીઓ. મેઘ શબ્દથી સહી.કન્યા ૧૧ઓખાએનાથનેબાથમાં ઘાલીઓ; શું જુવો છો વહી; મરડી જાઓ જુધને; હવડા જાઉં કહીં કન્યા૦૧૨ આ શું ઉધમ વઢવાતણો,નથીબાપનુંધામ;દાન તેને માનવ જીતેનહિ;નહોયરૂતુ સંગ્રામ કન્યા ૧૩ નાથ કહે સુણ સુંદરી વાતસઘળેથઈ;હવે ચોરી શાની આપણે, બેશીએ બારી જઈ. કન્યા૦ ૧૪ વલણ--જઇ બેઠાં નરનારી બંને, વાત વીપ્રીત કીધીરે; છજે ભજે કામ કુંવરી; ઓખા ઉછંગે લીધીરે.

કડવું ૫૫ મું.

રાગરામકળી-જોડી જોવાને જોદ્ધ મળીયા ટોલેજી, ઓખા બેસારી અનીરૂધ ખોરેજી; કંઠમાં બાવલડી ઘાલી બાળાજી, દેખીને કઉભાંડને લાગી જવાળાજી. ૧ ઢાળ-જવાળા પ્રગટી ઝાળપ્રગટી; સુભટસહુ જોવા મળ્યા; મંત્રી કહે ભાઈ સબળ સોભે,જેમ હરી ઉછંગ કમળા.૧ લઘુ સ્વરૂપને લક્ષણવંતો; આવી સુતાસંગ બેઠો;જ્યાં પરશ નહી પંખીતણોતે;માળી યામાં કેમ પેઠો.૨નીશંકથઈને છજેબેઠાં;નિર્લજ નરનેનારી હાસ્યવિનોદ કરે ઘણોને;લજ્યા ન આણે મારી.૩ ઓખાએ

અપરાધમાંડયો; ધાઈ ધાઈ લેછે સોઈ;પ્રધાન કહે એ પુરૂષ
મોટા કારણ દીસે કોઇ.૪અંબુજ વરણી આંખલડીને,ભ્રકુટી
રહી ખમખમી;રોમાવળી વાંકીવળી;વઢ્યા રહયોછેટમટમી
૫ માળ ઘેર્યો સુભટસર્વે,બોલેછે આનંદ; અહો વ્યભિચારી
ઉતરહેઠો;એમ કહે કઉભાંડ.૬અલ્પ આયુશના ધણી; જમ-
પુરીના માર્ગસત્ય;અસુર સરીખા રીપુ માથે,કેમ થઇ બેઠો
સ્વસ્થ.૭ બાણરાયની દીકરી, તેનો ઈંદરે ન થાય આળ; તે
રાજકુંવરીની સંગે;તું ચઢીને બેઠો માળ. ૮ સાચુ કહે જેમ
શીશરહે, કોણ નાત કુળને ગામ; યથાર્થ તું ભાખજે, કેમ
સેવ્યું ઓખાનું ધામ.૯અનીરૂધ વળતી બોલીઓ;સાંભળો
સુભટ માત્ર;ક્ષત્રિનંદન હું ઇચ્છાએ; આવ્યો બાણનોજમાત્ર
૧૦મંત્રીકહેઅલ્પાબોલ્યવીચારી;ઉતરસે અભીમાન,જમાત્ર
કોનોબાળકો,કોનેદીધું કન્યાદાન. ૧૧ અપરાધ પુરણ ઉતર
હેઠો,તનેબાણરાયની આણ;આદાનવતારા પ્રાણ લેસે,મર્ણ
આવ્યું જાણ.૧૨ વીચારજાણેજીવ્યાનો; જો પડયો વરાંશેચુક
સીંહહોયતો હાકે ઉડે,પણ દીસેછે જાંબુક. ૧૩ બેઉ જણાને
જોઇને; પાછોચાલ્યોકૈભાંડ કૈભાંડનુંવાયક સાંભળી,બોલ્યો
બળિરાજાનો તન.૧૪સાંભળતામાંચાર લાખજોદ્ધા,મોકલ્યા
તતકાળ;તે ઓખાએ દીઠા આવતા; પડી પેટમાં ફાળ. ૧૫
રાગપરજ-કામનીએ જ્યારે કટક દિઠું ઓખા થઇ નીરાશ;
અરે દૈવ આ શું કીધું;મારા મનમાંહતીમોટીઆશ.૧ વાલા

કેમ વઢસોરે વઢસો, મારા પાતળીયા ભરથાર.વાલા૦૨ ટેક
અરેપીયુ તમે એકલા;કરમાં નથી ધનુશને બાણુ;આ પાપી
પીતાકોપીઓ;તે લેસે તમારા પ્રાણ. વાલા૦૧આછીપોળી
ઘીએઝબોળી; માંહે આંબારસ ઘોળી,તમેજમતાહું પીરસતી
ભરીકનક કચોરી.વાલા૦૨આલોટે પાલેટે અવરનીપર રૂદન
કરેઅપાર, બોલાવી બોલે નહી, નઇણે વરસે આંસુની ધાર
વાલા૦૩ વળી બેઠા ઉઠેને વળી, થાય વદન વીકાસણ વીર
તીર બાણ જ્યારે છુટશે,સહેશો કેમકોમળશરીર.વાલા૦ ૪
મારા માતપીતાનેજાણથયુંનેકટક મોકલ્યું પ્રૌઢ. પાપીબાપે
કંઇ નવ જાણ્યું, બાણાસુર મહા મુઢ. વાલા૦ ૫

કડવું ૫૭ મું.

રાગ ઢાળ—ઘેલી નારી કાલાવાલા, જે કરે તે ફોક,અમો
એવું યુદ્ધ કરીએ, તે જાણે નગરના લોક.૧ તું જાણે પેઉએ-
કલાને,હાથ નહી હથીયાર,તારા બાપે ચાર લાખમોકલ્યાતે
મારે મનછે ચાર.૨ તું જાણે પેઉ એકલાને, કર નથી ધનુષ્ય
નેબાણ,એક ગદાજ્યારે ફરશે ત્યારે, લેઈશ સર્વના પ્રાણ. ૩
ચીત્રલેહા ચતુરનારી,વીધાત્રીનોઅવતારીઓખાએતે ધ્યાન
ધરીયું, આવી માળીયામોઝાર,૪એવું કહીનેજોયું સેજયામાં
ગદાતો નવ દીઠી, ચમકીને પુછ્યું ચીત્રલેહાને, અંગ લાગી
અંગીઠી.૪ ચીત્રલેહા કહે મહારાજ હુંતો ચતુરથઇ નવ ચુકી
મેં જાણ્યું મુજનેમારશે, ગદા દ્વારીકામાંમુકી.૬અનીરૂધકહે
શાનેવદું;મારેહાથનથી હથીયાર, ચીત્રલેહાએનારદસંભાર્યા

માળીયા મોઝાર.૭નારદ કહે મુજને કેમ સંભાર્યો, કોભાંડ કેરીતન,મહારાજ જુદ્ધેચઢેઅનીરૂદ્ધ,દીજેઆશીર્વાદવચન. ૮નારદેઆશીર્વાદ દીધો, શોભાગ્યવંતી ઓખાબાઈ; ભલો ભલો પુત્રપ્રદ્યુમનનો,ચીરંજીવીઅનીરૂધબાઈ.૯ભલોતુંપુત્ર પ્રદ્યુમનનો, વીરઘણો વીક્રાળ; અંતરીક્ષ ઉભો હું જોઉં છું આણુ સરવનો કાળ. ૧૦અલ્યા ઘણીવારતો બેશી રહયોને, વાત તણું નહીં કામ બૈરામાંબાકરીયો બાંધી,તે બોળ્યુંબાપનું નામ.૧૧ અનિરૂદ્ધ કહે શાને વઢું, હથીયાર નથી કાંઇ એક;જોદ્ધા ઝાઝાશોર કરેછે ત્યાં શો કરવો વિવેક.૧૨નારદ કહેછે ઓખાબાઇને,તું આદ્ય જગતની માત; તારૂ સમરથ હોયે જેટલું, તેઆપ સ્વામીને હાથ. ૧૩ ઓખાયેએકભોંગળ લઈને કહાડી આપી ઘરમાંથી બાહાર;સ્વામીનાકરમાં આપી,તેમાં હજાર મણનો ભાર. ૧૩ વીર વિકાશી ભોંગળ લીધી, માળીયામાંથી ધાય;ચાર લાખ જોદ્ધા તરવરીયાં તે, સામો જુદ્ધે જાય. ૧૫ ગેડી ગુપ્ત ફરશી તુંબર, છુટે ઝાઝાં બાણ;માળીયાને ઢાંકી લીધું જેમ આભલીયામાંભાણ.૧૬ આવતાંબાણ એકઠાં કરીને,પાંછાં નાંમે બાળ;ઉંચેથીઆવી પડે તે; આણે સર્વનો કાળ. ૧૭ ભડક લઈને ભોંગળ મારી, અનીરૂદ્ધે જેણી વાર; તે ઝણુકારા કરતી આવી, તણે કર્યો સંહાર૧૮ અનીરૂદ્ધ કેરો મારઘણો તે, જોદ્ધાથી ન ખમાય; મારી કટક સર્વે કટકા કીધું, આપે નાઠા જાય. ૧૯રહોરહો શા માટે નાશો, કાં થાઓછો રાંક;હુંતમારા કાજઆવ્યોછુ,

મારે ન કાઢોવાંક. ૨૦ અંગ ધરૂજે કાંઇ નવ સુજે, આવ્યા રાયની પાસ;બાણાસુરબેશી રહયોનેકટક થયું સૌ નાશ.૨૧ જોધા સહુ નાશ થયા ને, ચોર નાઠો સાર; તમને આવ્યો સંભળાવવા, ઘણું કરી પોકાર. ૨૨ નાશરાજા ભુંગળઆવી, પ્રાણ તાહારો જાય; બાણાસુર પડયો ગાભરો, દૈવ આતે શું કહેવાય.૨૩બીજા રાએ છલાખ મોકલ્યા,જઈ કર્યો સંગ્રામ મારી બાંધી લાવો કહુંછું,એને તો આઠામ.૨૪ જોદ્ધા આવ્યાજોરમાંતે, કરતા મારો માર; છલાખ આવી ઉભા રહ્યા, તેના બળ તણો નહીં પાર.૨૫ કોઇ એકને બે જોજન, ઊંચા જેકહેવાય;કોને માથે સીંગડાંને, લોચન ઉદર માંય.૨૬ ખડગ ખાંડાંતુંબરફર,ગોળી હાથે નાળ; તોપ કવચ રણભાલા બરછી મુદગરને ભીડી માળ. ૨૭ સાંગ ગેડી ગુપ્તી ગદાને, ઝળકતી તરવાર; બાણાસુરના યોદ્ધાતે,કરતા મારોમાર.૨૮ કાંઈક કચરઘાણ થયાને; કંઈકના કડકાય;કુંભસ્થફાટી ગયા ને પડયા પૃથ્વી માંય.૨૯ અનીરૂધે પછી વિચારી,ગદા પડી છે ધરણ; જોદ્ધા આવ્યા જોરમાં તે, કેમ પામશે મરણ.૩૦ પછી પડતું મુકયું પૃથ્વી ઉપર,ગદા લીધી હાથ;કાળચકરની પેરે સેજે,સૌ સંહાર્યા સાથ.૩૧કોઈ જોદ્ધાને ઝીકી નાંખ્યા, ઝાલ્યા વળતી કેશ;કોઇનેઅડબોથ મુકીને;કોઇનેપગનીઠેસ. ૩૨ કોઇનાં મોઢાં ભાગી નાંખ્યાં,હાથનીલપડાકે;કોઇનેમારી ભુકો કીધો, ભુંગળને ભડાકે.૩૩ એમ હુંલડ કરયુને ત્રાસપડીઓ,બુંબરાણ બહુ થાય;છલાખ ચકચુર કરીને, ગયો મા-

ળિયામાંય.૩૪ નાઠાજોદ્ધા વેગે ગયા, જયાંછે બાણાસુરરાય નાશ રાજા ભુંગોળ આવી, પ્રાણ તારો જાય. ૩૫ નોહેનોહે કોઈ ન્હાનો કુંવર, દીસેછે કોઇ બળિયો; ઘણીવારનો જુદ્ધ કરેછે,કોઇનો ન જાય કળિયો. ૩૬ કોભાંડને તેડાવી પુછ્યું હવે શુ કરવું કાજ; આટલે છોકરે નીચુંજોવરાવ્યું, ધીકધીક મારૂરાજ. ૩૭

કડવું ૫૮ મું.

રાગ બિભાસ—મતબાલો મહાલે માળમાં,જઈ જોદ્ધાએ સભામાં સંભળાવ્યું,કોભાંડને ચ્હડીયો કાળ,મતબાલો મહાલે માળમાં.૧ જુગ જીત્યુ પણ કાંઇનવદીઠું,સ્વરગમૃત્યુ પાતાળમાં; કહો કોભાંડ હવે શું કરવું,મારો ભાગ્યો ભારણુ પાળમાં. મતબાલો.૨ સહુસેન્યાનું સામ્રથ ભાગ્યું,બહુબળ દીઠુંછે બાળમાંરે; દશ લાખનો દાટજ વાળ્યો, હજીછેવઢવાની ચામલાંરે. મતબાલો. ૩કહોપ્રધાન હવે શી વલે થાશે, બાણ પડયો જંજાળમાંરે;રાતમાંજઈનેરોકીરાખો,નાસે પ્રાતઃકાળમાંરે મતબાલો. ૪ વિખ્યીયારે વરગ્યો તે નહીં થાય અરગો, જેમ માખી મધ જારમાંરે;બારક બકરીનેશાનેઓસરો, તેમ જોવા સીંહની ફારમાં મતબાલો. ૫ એ બારકને જે બાંલીલાવે, તેને વધાવું રતન ભરી થારમાંરે; સીંહપણ વેરાઇ ગયું ને થયું સંગ્રામ શીયારમાંરે. મતબાલો. ૬

કડવું ૫૯ મું.

રાગ સોરઠ—કોભાંડ કહેતુ સાંભર રાજા, કહું એક સાચો

મર્મ;એ ભુંગળેદશલાખ મારયા, તેણે નરહયો તારો ધર્મ. ૧ અચરજ એક લાગે મુજને, પડી અસંગે વાત; એક ભોંગરે દશલાખ માર્યો કીધો મહા ઉતપાત. ૨ પુરવે મેં તને પીછળ્યો,અહંકારે થયો તું અંધ;અહંકારે લંકાગઈ,રણુરોરાયો દશસ્કંધ ૩અહંકાર ચંદ્ર માથે કરવો,તેને રોહીણીશું સંજો : છવીશ નારી પરહરી,માટે ભોગવે ખઈરોગ.૪ એવાં અહંકારહુ અનેક અનેકકહું,સાંભરને ભુપાળ;વાંકકોઈનો કહાડીયે નહી, પાજી ફુટયું તારૂં કપાર.૫અહંકાર તુજબાપે કર્યો જેણે જીત્યા દશ દીગધાર;વામનરૂપવીઠલે કરીને, બરી ચાંપ્યો પાતાર.૬ અહંકાર કોઈનો છાજયો નહીં, ગર્વન કીજેરાય;ગર્વ કોઈનો રહયો નહીં,તમે વિચારો મન માંય. ૭પેહેલી ધ્વજા ભાગી પડી,વરસ્યો રૂધીરનો વરસાદ નક્ષત્ર તુટીને પડયું ને થવા માંડયો ઉતપાત. ૮ હવે તતબર થઈને સેન્યા સંભારો, બેઠાનું નહિ કામ;દશદીશાતું જીતીને આવ્યો,છોકરેબોળયું તારૂં નામ.૯રાય પેહેલો મેંતુને પ્રિછવ્યો, પ્રતાપ તારો પ્રતક્ષ; આ સમે એ વીલોકતાંમાં, ઉદય પામો અસ્ત. ૧૦ સર્વ મૃત્યુપાતારમાં,કહેવાયોતું એક;તરણાવેત તુજને કર્યો; એ છોકરરે છેક. ૧૧ વચન એવું સાંભળીને, રાયની ગઈ છે સુદ્ધને સાન; સ્થુળ અંગદેખી રાજાનું; પછી બોલીઓ પ્રધાન. ૧૨ કોભાંડકહે તું સાંભળ રાજા પ્રાક્રમત હારૂં પ્રચંડ; શશા ઉપરસીંહ અખંડછે; તેમ પૃથ્વી કરૂંશતખંડ. ૧૩ કહો તો એને બાંધી લાવું એમાં તે કેટલુ કામ;

શોણીતપુરના સુભટ કેરા; અનદયાળુ શામ. ૧૪ રરીયાત
થયો વચન સાંભળી, આપ્યાં સહુ શણુગાર; તું મારો વડો
બાંધવ,આ તારો સર્વ ભંડાર. ૧૫ જાઓવીર તમો વેગેજ
ઇને,કરી આવો શુભ કાજ; વધામણીવહેલીમોકલજો, પેલા
› શતરૂનો ફેડી ઠામ.૧૬વચનં ષીશ ચઢાવીને ઉઠયો,તેણુકીધો
સૌ શણુગાર; સેન્યા સઘળી સજ કરી, તેની શોભાનો નહીં
પાર.૧૭ માહા મોટા ગજ ગીરીવર સરખાં, મદગળીત કહે
વાય; હીરા માણેક રત્ન જડીત અંબાડી, તેની જયોતે રવી
ઢંકાય.૧૮ સુર્યવંશીને સોમવંશી,પાખરીયા કેકાંણુ;મોરડે
મોતી જડીત તેને;હીરા જડીત પલાણુ.૧૯અનેક અશ્વ દો-
રીયા આગળ,ગણુતાં ન આવે પાર; અનેક પાલખીરથ ઉં-
ટાસને,તેણેસુભટથાયઅશ્વાર.૨૦સીંહલદીપનાહસ્તીમોટા,
તેને જડયાં માણેકઅપાર;મેઘાડમર છત્ર ધારીને, તેણુ મંત્રી
થયો અશ્વાર.૨૧ નગારાંનીતો ઘોંશ વાજે,શરણીઓનાતુર;
સેન્યા સઘળી પરવરી,જાણેસાગરઆવ્યું પુર.૨૨નાળગોળા
કવચ ભાથા,કરતા મારો માર;માળીયા આગળ ઉભાએટલે,
ઓખા કરેવિચાર.૨૩સ્વામી તમારા મનમાં આવે તો,કહું
વિનતી આજ;ચિત્રલેહા દ્વારીકાં લેઇ જાય તો,સીજે સઘળું
કાજ. ૨૪ વચન સુણીને જવાળા લાગી,ચઢી અનિરૂધ્ધનેરીસ
ચરણુ કેરી આંગળીથી, જવાળા લાગી શીષ. ૨૫ યુદ્ધ વિષે
સનમુખ રહુ તો;ન લાજે મારો વંશ; બાણુાસુરને એણુપેરે
મારૂ; જેમ કૃષ્ણે માર્યો કંશ.૨૬ એવા માંહે જોદ્ધા આવ્યા;

દેવા લાગ્યા ગાળ; કરોધ ચ્હડયો બહુકામ કુંવરને, કીધીઇ-ચ્છા દેવા ફાળ. ૨૭વલણ—ફાળ દેઈ અંત લેઉ, હો કારોતવ કીધોરે;ઓખાએ અનિરૂદ્ધમાળીયામાં; ઉચકીદંડવતકીધોરે

કડવું ૬૦ મું.

રાગ ભુપાળ. ઓખા કહે કંથને એમ નકિજે;બળીઓશું વદતાં બીજે;એ ઘણાને તમોએક જાતે;સૈન્ય મોકલ્યું મારા તાતે, દૈત્યનેવાહનતમો પાળા, એ કઠણ તમે સુંવાળા એને તોપેકવચનેબકતર,તમારેઅંગે પીતાંબર દૈત્યને સાંગ્યનેબહું ભાલા,પ્રભુ તમોજોઠાલામાલા;આતો મસ્તકબહુ બળીયા, તમો સકોમળપાતળીયા.પેહેલું મસ્તકમોહારૂંછેદો સ્વામી પછી અસુરને ભેદો;તમારીદેહદેખીને હુંતો મોહું, નેતરે જુદ્ધ કરતાંકેમજોઉવા,મુવાદૈત્ય કરેહોકારા, પ્રભુ પ્રાણ કંપેછેમારા; ઇચ્છા અંતરમાપેઠી દૈત્યેમાળિયુંલીધું લુંટીઘણો કરોધીવિ-રોધીછેબાણ,હાંકે ઇન્દ્રનું જાએ આશન;જન સ્થંભે તાતની હાકે. બાળ સેન્ય ચઢાવી છે ચાકે જેતે નામેતેમેરૂ હાલે,ચક્ર ધારીસરખે નવ ચાલે;ક્ષત્રીસાથરહેછેબીતો,તમોકેઈ પેરેએને જીતો. મંત્રી રહ્યોછેદંતજ કરડી, શું ધાઓછો મરડી મરડી. કંથ કહેનકરૂ સંગ્રામ,નાશી પોકાનો કિઓ ઠામ. હનેજીવ તા છુંટવું નહીં.સઇન્યમારીએસામાથઇ.નથી ઉગારવાનોઉ-પાય;ત્યારે ભય પામે શું થાય. નાઠેલાંછન કુળમાંછે શામને લાંછન મુળમાં. વહુવરવા જે મણીધર ન ડોલેતોઅળશીયાં તોલે ઘનગાજેકેસરીદોફાળ.નાઉછળેતોજાણવોશીયાળ,ક્ષત્રી

શોંઢેદેખીનેદળ,નશાંઢેતો જાણવોવિંઢળ.હાકેવાઘનમાંડેકાન તો જાણવો નિશ્ચેસ્વાન;ઘરમાં જોપ્રાકોરહે પેશી, તોચરણ વીનાનો રહે બેશી. એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજયોને ભોગળ લીધી; અસુર સેન્યામાં જઇને અડીયો છજેથી કપીની પેઠે પડીયો, જેમચંદ્ર પેશે વાદળમાં, તેમ અનિરૂધ પેઠો દળમાં;વાદળ ચંદ્રને લે જેમ વીંટી તેમ અનિરૂધને લીધો વિંટી.અસુરકહેએમાનવી કશું,બબુ સીંહમાં બગલું તશું; જો મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મૃત્યુ થકી ઉગરે તેનાંએવાં વાયક સાંભળી,અનિરૂધ ધાયોહોકારોકરી; નાંખે દૈત્ય ખાંડાં મુદગલ, તેમ વિષ્ણુ નાંખે ભોગળ. વીસ સહસ્ત્ર અસુર સઉતુટયા, એકીવારે બહુંસર છુડયાં; આયુધ ધારા રહીછે વરશી,છુટે પરીઘ આયુધરે ફરસી. થાયદાનવ ટોળેટોળાં વરસે ભીડીમાળનેગોળી;બોલે દુદંભીના ગહગડાટ,થાયખાંડાતણો ખડખડાટ. હાકે હસ્તીને પાઠે ચુચવાટ રથ ચક્ર વાજે ગડગડાટ; હોય હયના ઘણા હણહણાટ, દેખી દોહલી નાથનો ઘાટ.થાય ઓખાને ઉચાટ; દેખે દેહલો નનો ઘાટ;પછી દાનવનો વાળ્યોદાટ, અનિરૂદ્ધે મુકાવી વાટ.કોઈ ઝીકયા ઝાલી કેશે, કોઇ ને ઉડાડયા પગની ઠેસે, કોઇ હણ્યા ભોગળનેભડાકે,કોઈનાંમોંભાગ્યાંલપડાકેકોઈ નેભાલાવાગ્યા ભચ કોનાંનાકવાઢયાં ટચ;કોઇઅધ;કચરા કોઈ પુરા, સારી સેન્ય કર્યું ચકચુરા.તેરણમાં ભયાનક ભાશે,બળ દેખીઓખા ઉલાશે;મેંતોઆવડું નોહોતું જાણ્યું, ચિત્રલેહાયે રત્નજ

આણ્યું.થાય પરશેવો અનિરૂદ્ધને દીલે;પોતાના વસ્ત્રમાંઓ ખા ઝીલે; ભડ ગાજ્યુંને પડયું ભંગાણ,નાઠો કોભાંડ લેઇને પ્રાણ.થઈ બાણાસુરને જાણ,એક પુરૂષે વાળ્યોઘાણ;અસુરને ચઢયો બહુ કોપ, સજ્યાંકવચ આયુધને તોપ. વાગી હાકને ચઢયો બાણ; તે તો થઈ ઓખાને જાણ.

કડવું ૬૧ મું.

વલણ—જાણ થયુંજેતાતચઢીઓ,કોણ જીતસે સહસ્ત્ર હાથરે;ઓખા આંખ ભરતીરૂદન કરતી,પછીસાદકરતી નાથરે. રાગ સામગ્રી-મારા સ્વામીહો ચતુરસુજાણ, બાણદળ આવ્યુરે જાદવજી;દીશે શૈન્યાચારેપાસે. હવેશું થાશેરે જાદવજી. એતો બળિયાસાથેબાથ. નાથ કેમ ભીડોરે જાદવજી; સામો દૈત્યછે કપાત્ર;માટે હરીને હીંડોરે જાદવજી. આ દળ આવ્યું બળવંત;દીસેરીસે રાતરે જાદવજી; એકલડા અસુરને મુખે; રખે તમે જાતારે જાદવજી.આ ગજ આવે બળવંત;દંતકેમ શેહશોરે જાદવજી; અસુરઅરણવધાય;તમોનાજાસોરેજાદવજી.એવુંજાણીને ઓસરીઓ;ન કરીએ ક્રોધરે જાદવજી;એકલડાનો આશરો શનોમાનો પ્રતિબોધરે જાદવજીધીરાથાઓને ધાઓ; વઢોતે ફાંસુરે જાદવજી;મહારી ફરકેછે જમણી આંખ;વરસેછેઆંસુરે જાદવજી; મુને દિવસ લાગેછે ઝાંખો ભોંગળહેથીનાંખેરે જાદવજી; હું તમને સમજાવું આવાર; વચન મારૂં રાખોરે જાદવજી.તમોમુજદેહલડીના હંસ; મુકોને જુદ્ધરે જાદવજી; પાછા વળોજી લાગુ પાય; માનો માણુધરે

જાદવજી.ઘેલી દીશેછે ઘરૂણી,તારૂણી આશી ટેવરે રાણીજી; અમો બાણુ થકી ઓસરશું,તો કરશું સેવરે રાણીજી આવ્યો બાણાસુર ભુપાળ, તેને હું મારૂરે રાણીજી;એનાછેદુ હાથહજાર,દળ સંહારૂરે રાણીજી,અનિરૂદ્ધ રણથકી ઓસરેતો,લાજે શ્રી ગોપાળરે રાણીજી; હવે અંત આપણો આવ્યો, હવે નાઠે આસરે રાણીજી.વલણ-નાઠેઆવેઆળ, નવકીજીયેઉપવાદરે;કહેપ્રેમાનંદએઓખાબાઇએ,અનિરૂદ્ધને કર્યોસાદરે

કડવું ૬૨ મું.

રાગ વેરાડી-ઓખા કરતી કંથને સારૂરે,હો હઠીલારાણા; એ શા સારૂ ઉન્માદ,હો હઠીલા રાણા. ૧ હું તો લાગું તમારે પાય, હો હઠીલા રાણા;નાવીબેસો માળીયા માંય, હો હઠીલા રાણા. ૨ હું તો બાણુને કરૂં પ્રમાણ,હોહઠીલારાણા;છેકા લાવાલાનું કામ,હો હઠીલારાણા.૩ એતો બળીયાસાથે બાથ હો હઠીલા રાણા;તેતો જોઇને ભરીયે નાથ,હો હઠીલા રાણા. ૪એતો તરવું છે સાગર નીર. હો હઠીલા રાણા; બળે ન પામીએ પેલી તીર,હો હઠીલા રાણા. ૫ એતો ભેદે તમારૂંગાત્ર હો હઠીલા રાણા;સામા દૈત્ય છે કુપાત્ર, હો હઠીલા રાણા. ૬ મને થાયછે માન શુકન, હો હઠીલા રાણા,મારૂ ફરકેછે જમણું લોચન,હો હઠીલા રાણા.૭મારો મોતીનો તુટયોહાર, હો હઠીલા રાણા;ડાબે નેત્ર વહે જળધાર હો હઠીલા રાણા.૮ દીસે ગગને ઝાંખો ભાણ.હો હઠીલા રાણા;દીસે નગરીતે ઉજડ રાન,હો હઠીલા રાણા.૯ રૂવે વાયસ ગાયને સ્વાન હો,

હઠીલા રાણા;એવા માઠા થાય શુકન,હો હઠીલા રાણા.૧૦ હુંતો ધ્રુજતીદેખી ધરણ,હો હઠીલારાણા, એતો સાગરે ઓણીત વરણ,હો હઠીલા રાણા.૧૧આવ્યાઅગણીત અસ્વાર હો હઠીલા રાણા; માંહે માંહે થાય છે હોહોકાર, હો હઠીલા રાણા.૧૨ ઓ દુદંભી વાજ્યો ઘાય, હો હઠીલા રાણા; એતો સેન્યા તમપર ધાય, હો હઠીલા રાણા.૧૩ ઓ આવ્યું દળવા દળ,હો હઠીલા રાણા; ઓ ઝળકે ભાલાનાં ફળ, હો હઠીલા રાણા.૧૪ પાખરબકતરપેર્યા ટોપ, હો હઠીલા રાણા; દૈત્ય ભરાયા આવે કોપ,હો હઠીલા રાણા.૧૫ઓવાજે ઘુઘરમાળ હો હઠીલા રાણા; અશ્વદેતા આવે ફાળ,હો હઠીલારાણા,૧૬ એતો સુરવીર મહાકાળ, હો હઠીલા રાણા; હવે થાશે કોણ હવાલ,હો હઠીલારાણા, ૧૭ નાથ જુવો વિચારી ગગન,હો હઠીલા રાણા; જુદ્ધ રે'વાદો રોજન, હો હઠીલારાણા.૧૮ જો લોપો મારી વાણ,હોહઠીલારાણા;તમનેમાતપીતાની આણ હો હઠીલા રાણા. ૧૯ આવ્યો બાણ તે પ્રલેકાળ, હો હ૦ રાણા; મેઘા ડંમરછત્ર વિશાળ, હો હ૦ રાણા.

વલણ-મેઘા ડંમરછત્ર બિરાજે, ઉલટી નગરી બુધરે;અગણીત અસ્વાર આવીયા, તેણે વીંટી લીધો અનિરૂદ્ધરે.

કડવું ૬૩ મું.

રાગ સિંધુ—આવી સેન્યાઅસુરની,અ.નીરૂધ લીધો ઘેરી કામકુંવરને મધ્યે લાવી વીંટી વળ્યા ચોફેરી. અમર કહે શું નીપજશે, ઈચ્છા પરમેશ્વરી; રીપુ ગજના, જુદ્ધ માંહે,અની

રૂધ લઘુ કેસરી. બાણુરાયને શું કરૂં, જો ભોંગળ ધરી ફોગટ; વેરી વાયસ કોટા મળ્યા, હવે કેમ જીવશે પોપટ.બાણાસુરે સુભટ વાર્યા,નવ કરશો કો ઘાત; વીંટો ચોદશ સહુમળીને હું પુછું એનેવાત. માળીયેથી ઓખાબાઈએ,રૂદન મુકયુંછોડી; પીતા પાસે જોદ્ધ સર્વે, હાથ રહ્યાતે જોડી.બળવંતદીસે અતી ઘણું,સેન્ય બીહામણી; પવન વેગે પાખરીયાતે રહ્યારે હણુહણી.આદળવાદળકેમશેહેસો,ઓસ્વામી સકોમળ;અરે દૈવ હવે શું થાશે, પ્રગટ કામનાંફળ. દૈવના કીધા દૈત્ય મુવા, તેને દયા નહી લવલેશ;કાચીવયમાં નાથજીને નથી આવ્યા મુછને કેશ ચાર દીવસનું ચાંદરણું. કર ચઢી ગયું વહી; આ જોદ્ધા પીઉને મારસે;દઈવડાજીવું નહીં. અરમક્તમારેએકલો તેને વિંટી વળ્યાઅસુર;એવું જાણીને સાહાય કરજો,ઓસામળીયા સુર કષ્ટ નીવારણકૃષ્ણજી,હુથઈતમારી વહુ,જો આંચ આવસે તમ પુત્રને,તો લાજસે જાદવ સહુપ્રજાનાંપ્રતીપાળ છો,તમે પનોતામોરારી; સંભાળસર્વનીલીજીએ,નવમુકીએ વિસારી,અમને તો પણ આશ તમારી, અમે તમારાંછોરૂ; લાજ લાગસેવૃધ્ધને,કાંઈકિહસેકાળુંગોરૂ. પક્ષોપલાણપ્રભુજી, પુત્રીની કરવા પક્ષ; ભગવાનને ભજતી ભામની, ભરથાર છે રીપુ મધ્યમુખ વક્ર નેત્ર બીહામણાં મુખ મુછો મોટીમોટી તેવા અસુર આવી મળ્યા, એક શંખને સપ્ત કોટીદળ વાદળ શેન્ય ઉલટી, મધ્યે આણ્યોઅનીરૂધ;વીરવાટયોવેરીએ, જેમ મક્ષીકાએ મધધનુષ્ય ચઢાવ્યાંપાચશે બાણે,બહુચઢા-

વ્યાંબાણુ;ગાએ ગુણીજન ગદ્દગદે,બહુ ગડગડે નીશાન. અં-
તર અરભક એમ વીંટીયો, તેમ શોભેછે ઇદુ લઘુજેમ ઉલટ
ઘણીને લલાટે સ્વેત બીંદુ લઘુ કુંજરની સુંઢ સરખા, શોભે
છે બે ભુજ;સરાન સરખી ભ્રગુટી,નેત્રાબે અંબુજ.તરૂણ માત્ર
જે વઢતો નથી, બાણુનો જે બાહુ; અનીધ અસુર એવા
શોભે, જેમ ચંદ્રમાને રાહુ. ચવિ જોયું વક્રદ્રશ્ટે, મુછોમોટી
ચક્ષુ, વપુ શોભાવે ભુજ ભલ્લાને,કેશ રૂપનુંછે વક્ષ. આસમે
કહોવાડાને, અથવાભઓંગળનેધાર;અરોટળુંરોપુસંસારનો
ઉતારૂએનો ભાર.શંવપુબાણુનું બાલવછે;માહિસર્પનોસાથ;
કે પેટમાં પુર્વજ વસેછે, પીંડ લેવા કાઢેછે હાથ; કાષ્ઠ નાકે
નાખવા. એણે ઘડીને ચોઢયા;કરઅથવા કોઇ પંખી દીપેછે
એણે વખેર્યા છેપર ત્યારે હસવું આવ્યું બાણુને,એશુંબોલે
છે બાળકોભાંડ કહે સાંભળો,એ તમને દેછે ગાળ બળીસુત
અંતર બળયોને લોકમાંતે બળવાન;શું કરૂજા લાંછન લાગે
નાકર વીધીએદેઉ ગોઉ કન્યાદાન;સુભટનીકરાય આવ્યો,બો
લીયો બહુ ગરવે; નફટ લપટ નથી લાજતો. વીટયો હણવા
સર્વે; કુળ લજામણો કોણુ છે,તસ્કરની પેઠે નીરલજ; અપ
રાધ આગળથી કેમ ઉગરે, જેમ સિહ આગળથીઅજઅં-
ગથી આવી ચડયો કાંઇ કારણુ સરખું ભાષે; સાચુ કહેજેમ
શીશ રહે તુજ; બાળક વિશ્વાષે; કોણુ કુળમાં અવતર્યો,
કોણુ માત તાતનું નાંમ,અનિરૂધ્ધ કહે ત્રિવા હવો, હવે પુ-
છયાનું શું કામ, પિતરૂપીતા મહાપ્રસીધ્ધછેજેનોદ્વારીકાંસં

સાર; છોડી છત્રપતીનીવર્યો; હવે ચતુર મન વિચાર, વૈષ્ણવ કુળમાં અવતર્યો મારૂ નામ તે અનીરૂદ્ધ; જો છોડશો તો નગરી બધી નાંખીશ સાગર મધ્ય બાણાસુર સામુ જોઈને, કઉભાંડ વળતુ ભાખે; ચોરી કરી કન્યા વર્યો તે, કોણ વેશ્રવ પાખે. પુત્ર જાણી કૃષ્ણનો, પછી બાણ ઘસે છે કર; નીચ વરે કન્યા વરી, દાનવ મારૂં બેઠું ઘર રીસે ડોક ધુણાવીને ધનુષ્ય કરમાં લીધું; બાણાસુરે યુધ કરવાને; દળમાં દુદંભી દીધું.

કડવું ૪૬ મું.

રાગ ગોડી-અસ્વકુંવર રથ ભાથાભરી, આવ્યો બાણાસુર વેગે કરી; જોદ્ધાને નવ માએ સુર, ચઢીઆવ્યું જેમ સાગર-પુર. ૧ વાજે પંચશબ્દ રણતુર, મારી જોધા કર્યા ચકચુર; બાણાસુરનાં છુટે બાણ છાઈ લીધો આભલીયામાં ભાંણ ૨ થયું કટક દળ ભેળાભેળ; જેમ કાપે કોવાડે કેળ; આવ્યા એટલા ધરણી ઢળ્યા, તેમાં કોઈ પાછા નવ વળ્યા. ૩ આવી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડીને ચીસ; બાણાસુર ઉપર ભોંગળ પડી, ભાગ્યો રથ પડયો કડકડી. ૪ રાયની ગઈ છે સુધને સાન, ભાગ્યું કુડળ છેધા કાન; પાંછો લેઈ ચાલ્યો પ્રધાન; ઘેર જાતામાંઆવીસાન. ૫ પછીબોલેછેરાજનસાંભળોમારા પ્રધાન હાયહમણાંભોંગળઆવસે, જાણું છુંજેજીવડો જસે ૬ પ્રધાન કહે કાં થયા અજાણ, કયાં ગયું મહાદેવનું બાણ; મેલો તો થાશે કલ્યાણ; આફણીએબંધાસે પ્રાણ. ૭ તે લેઈ બાણાસુર પાછો ફર્યો, તે ઉપર માળીએસંચર્યો; અનીરૂધ્ધેવીચારીવાત

હવે હું બે જોડું હાથ. ૮ શીવનું વતતે સાચું કરૂ, વચન એ-નું મસ્તક ધરૂ; અનીરૂધે બે જોડયા પ્રાણ; બાણાસુરે મેલ્યું બાણ.૯આફણીએ બંધાઈ પડયો;ઉપરથી પર્વત ગડગડયો; લાતો ગડદા પાટુપડે,તે દેખીનેઓખા રડે.૧૦ત્યાંથી મનમાં વિચારજ કર્યો,અનીરૂધને લેઈ સંચર્યો, મારતાં કુંવરને લેઈ જાય, ઓખા રૂવે માળિયા માંય.

કડવું ૬૫ મું.

રાગ રામકળી—મધુરેને સાદેરે રેરેહો, ઓખારૂવે માળિ-ચેરે બાઇ માહારા પેઉનેલઈ જાય, સખીમાહારી વતીતોનવ ખમાય; હમણાં કોઇ કહેશેરે રેરેહો, પીઉજીને મારીયારે.૧ બાઈ મારાં પેલાતે ભવનાંપાપ,બાઈ મારેઆવડાશોસંતાપ સે નથી મરતો પાપી બાપ,માથેથી ઉતરતીરે રેરેહો, પડજો સગો બાપનેરે.૨ હાંરે મારા કંથની કોમળ કાય.એવાએવા મારતે કેમ ખમાય;આ પેલા દુષ્ઠને ના મળે દયાય,રંડાપણ આવ્યુંરે રેરેહો; બાળપણા વેશમાંરે ચાલ—ચિત્રલેહા કહે બાઇ શાને રડેછે, તારા કંથની નહી થાય હાણ;જઈને હું સ મજાવુંછું જે,તારા પીતાના પ્રાણ ૧ ચિત્રલેહા આવી ઉભી રહી,જયાં પોતાનો તાત;સાંભળો પીતાવીનતી; કહેસો સ-મજાવી નહી વાત. ૨ એછે મોટાનો છોકરો તે, તમે જોઈને છેદજો શીષ; માથા ઉપર શત્રૂ થાશે, હળદરને જુગદીશ. ૩ એને વડઉવે બળી પાતાળે ચાંપ્યો,એવાંછે એનાંકામ વગર વીચારે મારશે તો, ખોશો ઘરને ગામ.૪ પ્રધાને જઈને કહ્યુ

જ્યાં છે બાણાસુર ભુપાળ; રાજા રખે એને મારતા, એછેમોટાનો બાળ.૫ પરણીકન્યાકોઈ પરણે નહીં, માથેરહેશેઆળ; લોકમાં કહેશે જમાઇમાર્યો, એવી દેસેગાળ, માટેઘાલોકારાગ્રહમાં હાથે ન કીજીએ ઘાત, એકલે દશ લાખ માર્યો તે, મોટી કીધી વાત. ૭ પછી વજન કેરીકોટડીમા, બેસાર્યોએ તન; સરપે એનેવીટીયોરે, કર્યો ફરતો અગન ૭ તે પુંઠેજળની ખાઇયો ખોદી, મેલ્યા બહુ રખવાળ; સર્પ કેરા ઝેરથી, પરજળવા લાગ્યો બાળ.૯ અનીરૂદ્ધને બંધન કરીને, વીંટીયા બહુ સર્પ; કામ કુંવરને બાંધીઓ, પછી ગાજીઓતેનૃપ.૧૦ વલણ—નૃપ ગાજયો મેઘની પેર; ઉતરાવી ઓખાયરે; અનીરૂધતે બંધન કરી બાણાસુર મંદીરમાં લઈ જાયરે. ૧૧

કડવું ૬૬ મું.

રાગ રામગ્રી—બાણે બન્યોને બાંધીયાં, નૌતમ નરનેનાર; અનીરૂધ રાખ્યો મુખ આગળ; ગુપ્ત રાખી કુમાર. બારણે બન્યોનેબાંધીયાં.૧ ચૌટામાંચોરજણાવીઓ; ઢાકયો વ્યભીચાર ઓખા છાનીમંદીરમોકલી; રાખ્યો કુળનોતે ભારબાણેરલક્ષણવંતોહીંડેલેહેકતો; બેહેકતોતે અવાસ; દૈત્યનું દળતે પુંઠે પળે, ઘેરી હીંડોછેદાસ.બાણે૦ ૩ એકપેચછુટઓપાચડી તણો.તે આવ્યો પાઘ પ્રમાણ; ચોરેતે મોરજ મારીઓ, તેનાં કરેલોક વખાણ. બાણે૦ ૪ ઓખા ફરીને વરજોપરણષે, તો ભુલષે ભવ ભરથાર; તે સ્વામી શું સુખ પામષે લીધું એણે અમૃત સાર. બાણે૦ ૫ કોકહે એમાં દૈવત દીષેખરૂ રૂપવંતો

રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે એવી માયા મોહજાળ બાણે૦૬તેની ભુલવણીભરકુટી તણી,ભુલીપડેતેનાર;કુંવારી કન્યાને કામણ કરે,સંતાડોસર્વ કુમાર.બાણે૦૭સખી પ્રત્યે સખી ઓચરી. દેખી અંગ ઉવેદ; બાંધ્યો જુવે છે આપણા ભણી; એને છે એવી ટેવ બાણે૦૮ચારમાસ આશાપ્હોતી ઘણી,લાગ્યો સ્નેહ વિવાદ;માળીએ સુખ પામ્યોઘણુ, પછી લાગ્યો લોક અપવાદ.બાણે૦૯વલણ-લાગ્યો લોક ઉપવાદ પણ, પામ્યો દેવકન્યારે;પછી બાણાસુરે અનીરૂધને રાખ્યો ઓખાના ઘરમાંયરે.

કડવું ૬૭ મું.

રાગ ધવળ ધનાશ્રી-શુકદેવ કહેછે પરિક્ષતને,તમેસાંભળો કહું જોકેરાયજી; કૃષ્ણકુંવરને બાંધીરાઓરાએ,ઓખાનાઘર માંયજી.૧નાનાવિધનાં બંધન કીધાં, કાહાડી નશકે સ્વાસ-જી;એક એકનાં મુખ દેખી દામણાં, દેખી થાય ઉદાશજી.૨ બાણામતી બાણાસુરની રાણીજળભરેછેચક્ષજી; પુત્રીજમા ઇને ભુખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષજી. ૩ કસ્ટદેખી નાથનુ ઓખા નૈણેભરેછેનીરજી અનીરૂધઆપબળેકરીને,ઓખાને દેછે ધીરજી.૪ આદરૂ તો અસુર કુળને,ત્રેવડુ તરૂણ માત્રજી; સોભા રાખવાસ્વસુરનીને, હું બંધાયોછુંગાત્રજી.૫ આગમાં ઉઠું તો શીઘ્ર છુટું,દળુદાનવજુથજી;શું કરૂં જોસ્વસુરપક્ષમાં રાખવુંછેસુશજી ૬ આકાશ અવની એક થાશે; એવો નિ-પજસે ધંધજી;અગ્નીકેરીજવાળધુંમમાઅસુરથાસેઅંધજી

૭સહાય થાશે શામરામ અબળા,સઘ છુટશે બંધજી; કૃષ્ણ આવી બાણાસુરનાં,છેદસે સઘળાં સ્કંધજી.૮મારા સમજો સુંદરી તમો,ઝાંખુ કરોમુખચંદ્રજી,બંધનપે દુઃખઘેછેઘણું, તાહાં અસુરનાં બુંદજી.૯એમઆશનાવાશનાકરીને, રાખ્યું ઓખાનું મનજી; ત્યારપછી ત્યાંથું થયું, તમે સાંભળોરાજનજી.૧૦પછીભવાનીનું સ્મરણ કરીને,બાળકલાગ્યોપાયજી ભગવતી ભવતારણી મારી;આવીકરજે સહાયજી.૧૧ ચાલુ માતું બ્રહ્માણી તુંઇદ્રાણીક્રસ્ણા; સ્થાવરજંગમતું સચરાચર, મૃગ ઉપરતૃશણા.૧૨દઇતને પાતાળ ચાંપ્યાં, રકત બીજરણ રોળ્યા;સુભનીસુભ મહીસાસુર મારયા, ચંડ મુંડ ઢંઢોળ્યા. ૨ ધુમ્રલોચનનેહાથે હણીઓ, મધુ કૈટભતોમાર્યા;અનેકરૂપ ધરયાં તેં અંબા,સુરીનરનાર ઉતારયા. ૩ એ હીંગળા જહીં ગોળી માત,કોમેલાપુરતે કાલી આદ્યઈશ્વરી તું અંબા, સંખલપુર બહુચર બાળી. ૪ નગરકોટની તું સીધવાઈ, બગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉંટવાણી માતબીરાજતી દક્ષીણમાય.૫અન્નપુરણા ભૈરવીત્રીપુરા; રેણુંકાછત્ર સંગી; રાજેસ્વરી ચામુંડા માત,દુખ હરણી માતંગી.૬ એણીરીત સ્મરણ કીધું, તતક્ષણભવાની આ; અનીરૂદ્ધને માએ કહ્યું, બાળક તેં કેમ બોલાવી, ૭ અનીરૂદ્ધ કહે સાંભળો માતા, મારું દુઃખ કહ્યું નવ જાય;સરપ કેરા ઝેરથી,મારી ઘણીબળે છે કાય.૮ ભવાની પ્રસન્ન થઇને; ઝેર કરયું સાવે નાશ;પછી અંતરધ્યાન થયાં માતાંબાળકની પોહોચી આશ.૯એવાં-

માંત્યાં નારદ આવ્યા, બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રહમાં અનીરૂધ, વરસેછે જળધાર. ૧૦ નારદ કહે અનીરૂધને મારૂં સંકટકાપો;રૂડીવહુતમો પરણ્યા માટે,મુજનેદક્ષણા આપો. ૧૧ તમને દક્ષણાની પડીને,જાયછે માહારાપ્રાણ;શરીરધ્રુજે અતા અણુંને,બોલી ન શકે વાણ.૧૨શીદ બીહે છે પ્રાક્રમી તું,બોલ્ય મુજ સંગાથ;બાણાસુરનીવરનો પુત્રીતેથઈ પૃથ્વી-માં ખયાત.૧૩દીપાવ્યોવંસ વાસુદેવનો,બંધાયે લંછનશુંય; કાલે માધવને મોકલું દ્વારકામાં જાઉછું હુંય.૧૪ ઉંડળમાંતે આભ ઘાલ્યો;અંતરમાંશેનપુલે;ઘોડેચડે તે પડે પ્રથવી; ભણે તે નરભુલે.૧૫વલણ-અંતરસેનપ્રુલ્યોજોદ્ધા,મુકાવસે ભગ-વાનરે; અનીરૂદ્ધની આજ્ઞા લઇ;રૂષિહવા અંતરધ્યાનરે.૧૬

કડવું ૬૮ મું.

રાગબીહાગદો-દયા ન આવે પેલા દઈતપતીને, માહાબ-ળિયા દુરમત્યણબાકરી બાધી દીવજવર સાથે;વહેર વધાર્યું સત્યજીદયા ન આવે. ૧ પાતાળીયા પંકજતુખ પીઉજીને; નાગપાસના બંધજી; બાંધી લીધો બરે કરીને કોમળ રૂપે મદજી. દયા. ૨.જોરે ધરણી ધરશ્રીવર,આપદા પામેનાથજી, પુત્ર તમારા ઉપર પ્રહારજ, કરેછે દૈત્યનો નાથજી, દયા૦ ૩ ભાં રોળ કોળાંદે મેલ્યું, વક્રરાય બળીયોવીરજી,તોએરણુથી નવ ઓસરિઓ,સાગરનું જેમનીરજી.દયા૦૪ ભેદકરીનેબાં-ધીલીયો,નાગ પાસના બંધજી,શ્વાસન માચે બહુ અકળાયે. અંગ આકાસમાં સંધજી.દયા૦પતાપસમાયનહી સ્વામી-

નો,હું કરૂંદેહનો પીતાજી;વારલાગે લક્ષ્મીવર તમને તો થસે મહા ઉતપાતજી.દયા૦૬કોમળમુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદજી, અનારૂદ્ધ શમરે શામળીયાને, કમળવર ગોવિંદજી. દયા૦૭ ત્રાહે ત્રાહેરે ત્રીકમજી, સુતની કરજયો સહાયજી;વિપતવેળાવાંરે ચડીને,કરો ભકતીરક્ષાયજી.દયા૦ ૮ ગજ ગ્રહાથી મુકત પમાડયો, કીધી હરિશ્ચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં,કીધી પ્રહ્લાદની સહાયજી; દયા૦૯ આજ આંખથી આંસુડાં ચાલે, જાસે મ્હારા પ્રાણજી; સુખ શરીર શાતા નહી અંગેલાગીઓદવનિર્વાણજી.દયા૦૧૦મનસા વાચાયે વર વર્યો, અવર તે મિથ્યા જાણુજી; રૂપ અને ગુણવંતો સ્વામી,સત્ય કહુંછું વાણજી. દયા૦૧૧ તાતકઠોર દયા નહી રૂદીએ,કોમળમહારો કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો,શ્રી હરી વેગળે પંથજી. દયા૦૧૨કોણસહોદરઆવત અવસર,સોધ કરવાનેજાયજી;તાતભરાતનેજાણુનહીંતે, કોણ ઉઠીને ધાયજી.દયા૦૧૩ પીતા પીઉજીને વેરીરે દેખે,પરભવે બહુ વેરજી;નાગતણાપુંફારા હળાહળ, ફેરવી નાંખે લ્હેરજી. દયા૦૧૪હળાહળેઅંગઅગ્નીરે ઉઠયો, કંઠે પડીઓ સોષજી પુર્વતણાંકર્મઆવી નડયાંકોને દીજે દોષજી.દયા૦ ૧૫ તાત મારી કાયારે પાડું,વિખ ખાઉંઆ વારજી; સ્નેહ ન જાણેરે કોઇ મનનો,સર્વ પીડભરથારજી.દયા૦૧૬તાતતણે મન કાંઇ નહી, મુનેસબરોલાગેસ્નેહજી;છોરૂપોતાનાં જાણી દયા કીજે દયાળ નદીજે છેહજી.દયા૦ ૧૭ બાણાસુર મહા પુરૂષજ્ઞાતા,

જેથી ચુક ન થાયજી;બાળક ઉપર પ્રહાર સો કરવો, જદપી હોય અન્યાજી.દયા૦ ૧૮ વહાલા થઈને વેરજવાળો,શું નથી આવતી લાજજી; નિચ પદારથ નથી કુળ નિચું, કૃશ્ન કુંવર મહારાજજી.દયા૦૨૦સકળ પૃથ્વીચાકેચઢાવી,અસુરનોફેડયો ઠામજી;વૈર વધારી વીઠલ સાથે,કયાંકરસો સંગ્રામજી.દયા૦ ૨૧ સ્વામીમહારાને શીર સમરથ, તેને ચઢસે કોપજી; ભદ્ર ઇચ્છેછે તાત પોતાનું, વિશ્નું બીજણાં રોપ્યજી.દયા૦૨૨જુદ્ધ સમે આકાસે રહીને, જુવેછે નારદ દેવજી; ભયમાં આણીશ અમોજાશું દ્વારામતી, જુદ્ધકરશું તતખેવજી.દયા૦૨૩નિર્ભય જાણી વીણાધર ગયા,પરવરિયાઆકાશજી; પોહોચી દ્વારકાં ઉતરી હેઠા, ભેટયા શ્રી અવીનાશજી. દયા ન આવે. ૨૪

વલણ-ભેટયાશ્રી અવીનાશને,કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂધને, રાખ્યો કાળાગ્રહમાં દૈતે મળીરે.

કડવું ૬૯ મું.

રાગ ધાનાશ્રી–શુકદેવ કહે છે પરીક્ષતને, બાંધ્યોને જાદવ જોધજી; હવે દ્વારીકાંની કહુકથા, જાદવકરે સોધાશોધજી.૧ હિંડોળા સહીત કુંવરહરીઓ,છોડીગયું કોઈ દોરીજી;હાહા-કાર થયો પુરમધે, અનીરૂદ્ધની થઈ પુર ચોરજી.૨ રતિ અ-તિઆક્રંદ કરેછે,મળ્યું તે વિનતાનું વૃંદજી; રૂક્ષમાણીરોહણી દેવકી,સરવે કરે આક્રંદજી. ૩ જાદવકહેછે માધવને, શું બેઠા

છોસ્વામીજી;વીચાર કરી વીલંબ નકીજે,કુળનેલાગી ખામીજી.૪વાસુદેવ કહે શામ રામને, શુંબેઠા છો ભુપજી; વિચારો શકે જળમાં બુડયે,કયાં ગયો કુંવર અનુપજી.૫ ઉગ્રસેન કહે અચરજમોટું, કોણે હર્યો હીંડાળોજી;દેવીદૈત્ય રાક્ષસનુંકારણ,તે ખપ કરીને ખોળોજી.૬ સાથને જદુનાથકહે છે,ભાઇશાને કરોછો શ્રમજી;ગોત્ર દેવાનું ગમતુંથાશે, કુંવર હરાયાનું કર્મજી.૭અગીયાર વરસ ગોકુળસેવ્યું, મામાજીને ત્રાસેજિ;પ્રદયુમનનેશંખહરિ ગયો;આવ્યો સોળમે વરસેજિ ૮તેમ અનિરૂદ્ધ આવશે, સાચવશે કુળદેવજિ;કૃષ્ણેકુટુંબને જાદવછે મહા દુખીજિ;શ્રોણીતપુરથીકૃષ્ણ સભામાં,આવ્યા નારદ રૂષિજિ.૧૦હરીઆદે જાદવથયા ઉભા; માનમુનીનેદીધુંજિ આણંદે આસન આપ્યુંને;ભાવે પુજન કીધુંજિ. ૧૧ નારદજિની પુજા કરીને;હરીએ કર્યા પ્રણામજિ;કહો મુનીવર કયાંથી પધાર્યા; અમસરખું કાંઈકામજિ.૧૨ કરજોડીનેનારદ કહેછે;સાંભળો જુગજિવનજિ;પુત્ર તમારાસર્વેનુંમારેકરવુંછે દરશનજિ.૧૩ મારા જોતાં પુત્ર સર્વેને;સાથેથી તેડાવોજિ; એક લાખને એકસઠ હજાર; એંસી આગળ આવોજિ.૧૪ સર્વે પુત્ર સામુ જોઇને,પુછેછેનારદ મુન્યજિ; આટલામાં નથીદીસતો;પ્રદયુમનનો તનજિ.૧૫ ભગવાન કહેછે નારદજિને;કાંઇ તમેજાણોછો ભાળજિ;ઘરમાંથીજતોરહ્યોછે; પ્રદયુમનજિનોબાળજિ.૧૬નારદકહેછેહુંશુંજાણું;તમોરહોછો

સાગર બેટજિ;જેને ઝાઝા દીકરા;તેને તો દેવની વેઠજિ.૧૭ ત્યારે ભગવાન કહેછેનારદને;પુત્રવિનાકેમરહેવાશેજિ; ત્યારે નારદ કહેછે પ્રશ્નમાંઆવશેએવુંકહેવાસેજિ. ૧૮ પછી આ-સન વાળી દીધી તાળી;નાકઝાલ્યું મનજિ;વેઢાગણીને ના રદ કહેછે;સાંભળો જુગજિવનજિ.૧૯તમારા પુત્રનું એકના રીએ કર્યુછે હરણુજિ,ત્યારે હરી કહે દ્વારીકામાં આવે તેતો પામે મરણુજિ.૨૦નારદ કહેછેતમે સુણોશામળા;સંભળાવું એક વાતજિ.મારી એવી પ્રતીજ્ઞાછે. જુઠું ન બોલું જાતજિ. ૨૧સરોણિતપુર એકનગ્રછે,તેમાંબાણાસુરનું રાજજિ.પ્રસંગે હું ત્યાં ગયોતો,મારેકાંઇ એક કાજજિ.૨૨ રાજાબાણુનીપુત્રી ઓખા તેને એવું સ્વપ્નજિ.અનીરૂદ્ધ સેહેજે વરીગયો.તેનું વિભળ થયુંછે મનજિ.૨૩ચિત્રલેહા ચંચળનારી વીધાત્રીનો અવતારજિ.તેઆવી દ્વારિકામાં પછી,મન કર્યો વીચારજિ ૨૪ કઠણુકામ કરવુંછેમારે,એકલાનુંનહીંકામજિ. મારૂતેણે ધ્યાન ધરીયુ, હું આવીઓ તેણે ઠામજી.૨૫મેં તેને તામસી વીદ્યાભણાવી, તે ઉંઘ્યું બધું ગામજી. અનીરૂધને લેઈગઇને ઓખાનું થયું કામજી.૨૬કેઈ પેરેલેઈ જાએ.એમ બોલ્યા શ્રી જુગદીશજી ચક્ર મારૂ ઉંઘે નહીંને, છેદી નાખે શીષજી. ૨૭ ચક્રનો વાંક નથીનેએ નીસર્યુંતું ફરવાજી,અમ સરખાસાધુ મળ્યા તેણે બેસારયું વાતો કરવાજી.૨૮ ભગવાન કહેછેશા-બાશ નારદીયા, એવાં તારાં કામજી; માયાઉપરઉભો રહીને ભલું મરાવ્યું ધામજી.૨૯ નારદ કહેછે કૃશ્નને, મેં નથી કર્યો

અન્યાયજી;જોયા પછી તમે જાણુજો,ઘણી પુટડીછેકન્યાયજી ૩૦ભલીરેકન્યા ભલીરે વહુ,તમેભલો કર્યો વીચારજી;હવડાં મારા પુત્રના ત્યાં,શાછેસમાચારજી.૩૧ મહારાજ જેણે ભો ગવી છે,બાણાસુરની બાળજી;દશલાખ દઇત્યનો એકીવારે, પુત્રે આણ્યો કાળજી. ૩૨ શીવનો વર સાચો કરીને,ગયોઅ સુરને હાથજી;હમણા તમારા પુત્રની,ઘણી દુખનીછેવાતજી ૩૩ઉંધે મુસ્તક બાંધીઓ,ને તળે લગાડયોઅગનીજી;લીલા વાંસનો માર પડે જેમ,ભાગ્યહસે તોજીવશેતનજી.૩૪વાત સાંભળી વધામણીની,વગડાવ્યાં નીશાનજી;શામળાતતબર થાવો હવે,જીતવો છેબાણુજી. ૩૫ તે માટે તમને કહુ, વીઠ વજી વેહેલા થાઓજી;જો પુત્રનોખપ કરોતો શોણીતપુરમાં જાઓજી. ૩૬

કડવું ૭૦ મું.

રાગ સારંગ-કમળા તો કલ્પાંત કરે છે,હૈડે તે ઉઠીજવા-ળાજો;મારો કુંવર કારાગ્રહમાં બાંધીઓરે.મારાને પાઘડીબાં ધતાં ન આવડેરે; મારોઅનીરૂદ્ધ નાનેરૂબાળજો મારો કુંવર ટેક.૧રૂક્ષ્મણીએ કશ્ન તેડાવીયારે, તમે સાંભળોદીનાનાથજો મારો બાળક અસુર ઘેર બાંધીઓરે,તેતોકહી નારદજી એવા તજો. મારો ૨ મારો અનિરૂદ્ધ બોલીનથી જાણુતોરે, તેતોશું જાણે જુદ્ધ કેરીવાત જો; હિંડતાંચાલતાંઅખડાઈપડેરે,અનિ-રૂદ્ધ નાનેરૂબાળજો, મારો.૩ મારાને નીસાળેભણુવાનથીમો કલ્યોરે, નથી સહ્યો અધ્યારૂનો મારજો; પ્રભુએ અમનેપુરૂ્ય

ન સરજાડયાંરે; સૌ પેહેલાં વઢવા જાતજો મારો.૪ ત્યારે શ્રી કૃષ્ણે ગરૂડ તેડાવીઆરે,તેતો આવીઆ તતકાળજો; ભગવાન કહેછે ગરૂડનેરે,તમો કેટલો સેહશો ભારજો, મારે.૫ તમોછ પન કોટી જાદવ જેટલારે,તેતો સર્વે થાઓ અસ્વારજો; તમે સાંભળો કૃષ્ણકોડામણારે, મારા અંગતણા રખવાળજો,મારો. ૬ મુજ ઉપર ચડે બધી દ્વારીકારે, તોએ મુજને નઆવે આંચજો. છાશી જોજનની મારી પંનારે, ત્રણ જોજનનીમારી ચાંચજો;મારા.૭ પછી ગરૂડે ચડીને ગોવીંદપરવર્યારે ત્યારે ગડગડીયાંનીશાન જો; પંખના વાગી જયારે ગરૂડનારે ત્યારે નાશી ગયા સર્વે સરપજો. મા.૮મારો કુંવર કારાગ્રહથીછું-ટીઓ, જયારે ત્યાં આવ્યા સારંગ પ્રાણજો શ્રીકૃષ્ણવાડીમાં ઉતર્યા, તેનોં કોણ કરે વખાણ. મારો. ૯

વલણ—કૃશ્ન વાડીમાં ઉતર્યા, માગ્યું રાયનું વનરે. ગરૂડને આપો આજ્ઞા, મુકાવી લાવે તનરે. ૧૦

કડવું ૭૧ મું.

રાગ ઢાળ—ગરૂડત્યાંથી પરવર્યો, એક નદીઆવીઅષોશ તેમાં તેણે ચાંચ બોળી, પાણીલીધું શોષી ૧ત્યાંથી આઘેરો પરવર્યો, જયાં ખોતરણા અંગાર; પાણી પેલું પીધું હતુ ને, વાવરચુંતે ઠાર.૨ ત્યાંથી આઘેરો પરવર્યો, જયાં ભુતનેપરેત પાંખે મારી પાઢીયો કીધાં સર્વે અચેત. ૩ ત્યાંથી આઘેરો ચાલીઆ,કુવરને કોટેનાગ,નાહાનાનેઆખાગળ્યા,મોટાના કર્યા બે ભાગ. ૪ ભલુ થજો ભગવાન તમારૂ પુરણ પામ્યો

અહાર, કુંવરને મુકાવી લાવ્યો; જ્યાં છે જુગત આધાર. ૫ ઓદ્ધવને અકરૂડ બે હસીઆ, ભલાકૃષ્ણુના તન; તમેરેઆ વ્યા પરણવાને, અમને ન લાવ્યા જાને. ૬

કડવું ૭૨ મું.

રાગ ઢાળ-આણીવાતે કુંવરમારા; શરમાણા નવ થઇએ મારી વાતો તુજને કહું;તું રાખ્ય તાહારેહઇએ. ૧ કુબજાપેલી રાંટી, કંસરાયની દાસ મારા મનમાં વગમી, બેસારી રાખી અવાસ. ૨ નરકાસુર મારીને,સોળહજારલાવ્યોઘરૂણી; તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી.૩તારી માને જઇને લાવ્યો,બાંધવને બંધાવી જાંબુવંતી રીંછડીતેનેમાનીતીકહી બોલાવી.૪તુંતો મારો દીકરો,ધનતારીમાનું પેટ;બીજા સર્વે દીકરા તે, દેવ કેરી વેઠ.૫ આપણા કુળમાં ચાલ્યું આવ્યું,શ રમાણા નવ થઇએ; રૂડી નારી દેખીએતો, હરણ કરીલેઈજ ઇએ.૬ ઓધવને અકરૂડ બે હશીયા; ખડખડ મેલ્યાદાંનરૂડી શીખામણ છોકરાનેદોછો સુંદર સ્યામ.૭જોઆવી શીખામ ણુ અમારા છોકરાંને દેશોતો, મુકવું પડસે દ્વારીકાંગામરે. ૮

કડવું ૭૩ મું.

રાગ જેજેવંતી-શ્રીકૃષ્ણે જાદવ મોકલ્યો,તે સીરોણીતપુ રમાંજાય;જઇનેકહેજોબાણાસુરનેપરણાવો કન્યાય.શ્રીકૃષ્ણે.૧ હોંશ હોય તો જુદ્ધને આવો,તેમાં નથી અમારે નાય;જાદવ ત્યાંથી સંચર્યો,આવ્યો અસુર સભાનીમાંય શ્રી. ૨ સાંભળને રાજા વીનતી આવ્યા છે વઇકુંઠનાથ; દીકરી પરણાવી ચરણે

લાગો; નહીતો જુદ્ધકરો અમ સાથ, શ્રી.૩ બાણાસુરને મા
હા દુઃખ લાગ્યું,નેત્રે વરસે અગન;નીચ જાદવને જોઇએ મા
રી,કુળવંતી એ તન. શ્રી ૪ ચાલ-એ ભરવાડોએ પીંડારો,
ગોકુળમાં ચારી ગાય; મારયા વિનામુકું નહી; જેથનારહોય
તે થાય. ૫ સેન્યા લેઈને રાજા ચાલ્યો, જોદ્ધાનો નહીપાર;હ
સ્તી ઘોડાને સુખપાલો,બાંધ્યાં બહુ હથીયાર.૬ ખડગખાંડા
ને તુંબરઝોર, ગોળી હાથને નાળ, ત્રિશુળ સાંગને મુદ્દગર ફર
સી,તોમરને ભીડી માળ ૭ઢાલ લોહમય ઝળકે ઝેરી, હાથ
ધરી તરવાર; જોધા જોર કરતા આવ્યા, ને કરતા મારો માર
૮કો જોજન કો બે જોજન ઉંચા, કોને સસ ખાવાનહીશીષ
વિકરાળ દંત મોટા દેખાડીને,વળી પાડે ચીસ. ૯ ભુમરાણ
કરતા આવી પડીયા,જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી
લીધા,પડેબાણાસુરના ઘાય.૧૦ પરીક્ષત્રીશુરાને પડે કોવાડા
મુદગરને વળી ફરસી;સંગ્રામસહુ સૈન્યા કરે, આયુદ્ધ ધારા
રહી વરસી.૧૧ જુજા દીશ જાદવ હલકારયા,કર ધનુષ્યબા
ણને તીર;તુટે કુંભસ્થળ પુટે દંતુશળ, ચાલે નીરરૂધીર. ૧૨
બહુ ભડ ત્યાં પડયા લાગ્યા,ભુગળને ભડાકે;વાંકડી તરારયો
સારે; ખડગને છડાકે ૧૩ તુટે પાખરને પડે બખ્તર, કીધોક
ચરઘાણ; સર્વજોદ્ધાને મારી કરીને, પાછા વળ્યા ભગવાન,
૧૪ વલણ--પુરણ પુરૂષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો
નાશરે; સેન્યામાં આવી કરીને; સુખનો કર્યો નાદરે. ૧૫

કડવું ૭૪ મું.

રાગ મારૂ-શંખશબ્દતેવિકારણ, રીપુ દૈત્યનું વિદારણ કૃશ્ન આવ્યા તે જાણજે થયું,બાણેપ્રાક્રમતે કયાં ગયું. ૧અનીરૂદ્ધ કહે સુણ સુંદરી;શંખ જણાયો આવ્યા હરી; છુટયા બંધતે આજ થકી;ઓગાજે હળધર સાત્વીક.૨ બોલે પ્રદુમનમોટે સ્વરે,બાણ પાણછેદીશે ખરે; ગોવિંદની ગત્ય ન જાએકળી જાદવ સેન્યા આવી મળી.૩જાદવસેન્યાએચાંપ્યો દેશ,મંત્રી કહે ઉઠો નરેશ, અનુચર આવ્યો તેલાવ્યો વાત, કહેદ્વારંદીશે ઉતપાત.૪ મંત્રીને કરી નેત્રની સંજ્ઞા.સેન્યાતે આપો આજ્ઞા દુંદભી નાનાવીધ ગડગડે, આયુદ્ધ કરીને યુધ્યેચઢેપત્યાંરૂપૈ આ કહાડયા લખી,સેન્યા સજી ટોપજીવ રાખી;પાટ સ્વધર બખતરપાળ,ડચકારેઘોડા દેકાળ.૬ મોરકેમણી ફુમતાં લટકે પોતાના પડછાયા દેખી ભડકે;વાંદરેવાંદેનાચંતા;ઘુટે ઘોડાને પાણીપંથા.૭ કાળા કાબરાને કલંકી,કુમેદલીલાતે પચરંગી હાસાળો હય હણીઓ જેહ,કાળા કછી કાબરા તેહ ૮ પીળા પાખર પોપટ સ્વેતવાયુવેગીમાકડીઆ કેત;રથમાળાઅસ વાર અનંત, દર્ગધસેપુરખકરકે દંત.૯ પુરની પોળે સેન્યાન માય હણે જાદવ કહેવાજાય ટોળા ઉપરટોળાં આવે; પગને પ્રહારે ધરતી ધુજાવે. ૧૦ રીસે અંતરમાં ઘરહડે, રણે રાય બાણાસુર ચઢે;ઝટકારકરે બાણાસુર મલ્લ, પૃથ્વી થઈ જ્યારે ઉથલ. ૧૧ ગર્જના કીધી મુખથી ભુપાળ, ખળભળ્યાત્યારે સાત પાતાળ;બ્રહ્મલોક સુધી પોહોત્યોનાદ, બાણે કૃશ્નને દી-

ઘો સાદ. ૧૨ ગરૂડ આસન આવ્યો ખેપ કરી,નહી જાવાદઉ કુશળ ફરી;ઉનમદ જાદવ ઉછાછલા,તમો પામો સકળ સં-સાર.૧૩ કુંવારી કન્યા કપટે કર્યો બે.લાવે શ્રાપ પધારો;કુડુ કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવીઓઉપરે.૧૪ ત્યારે હશીને બોલ્યા ભગવાન,અમોલેઈઆવ્યાછુજાન;જોવિધાતા એ કીધો સબંધ; વર કન્યાના છોડો બંધ. ૧૫ ત્યારે બાણા સુર બોલ્યો તતકાળ,સબંધશાનોરે ગોવાળ;એવી આપીશ પેહેરામણી;સઉને મોકલીશ જમપુર ભણી. ૧૬ બાણાસુર જ્યારે બોલ્યો વ્યંગત્યારે કૃષ્ણ કીધુ સારંગ; કડાઝુડ બેકટક થયા; ઉઘાડા આયુદ્ધ કરમાંગ્રહ્યાં.૧૭ખાંડા ફરશીનેતલવાર કો કહાડે માથેથી બાર;ત્રિશુળ તોમર ગદામુશળ, ગાજેરામે ધરી મુશળ.૧૮પછપન્નકરોડ જાદવ ગડગડે દાનવ ઉપર તુટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણાસુરદેખી અકળાય. ૧૯

કડવું ૭૫ મું.

રાગ ઝુલાણા છંદનો—અલ્યા જાપરો જાપરોનાદાન છો-કરા, વઢવાને તુમારી પાસ આવ્યો અલ્યા નીચ ગોવરીયા જાત કહાવ્યો મારી સાથે નહી જાય ફાવ્યો૧અલ્યા ગોકુળ માહી તું ગાવડીચારતો,પરનારી કેરાં તુંચીર હરતો,હાથમાં લાકડી ખાંધે હતી કામળી,મધુવન વિષેતુંરેફરતો અલ્યો.૨ શાંગ્ય શ્રી સુર્યતણી તેજ ત્રિશુળ તણું, માહરા હાથમાંતેહ ચળકે;મારે ક્રોધે કરી દોલેછે દેવના,બધી ધરણી પુજે અને શેષ શળકે અલ્યા. ૩

રાગ ઢાળ-એવી વાણી સાંભળતામાં કોપ્યા દીનદયાળ બાણાસુરના હાથ છેદ્યા,સ્વામી શ્રીગોપાળ.૧ કોપ કરી કર પાસ મેહેલ્યું, વળતું તેણીવાર;બે હાથ રહ્યા છે બાણાસુરને, તેનો કહું વિસ્તાર.૨ રૂધીર વહેછે બાણાસુરને,મન થયો ની રાશ; મહાદેવજીએ હાથ આપ્યા,માટે ગયો કૈલાશ.૩નારદ ચાલી આવીયા; જ્યાં બાણાસુરનીમાય;તારા કુંવરના હાથ વાઢયા, કહોવલે શી થાય. ૪

કડવું ૭૭ મું.

રાગ ગુજરી-શુકદેવ કહે છેવાત વેવાણ આવીયારે,જેની જોવા સરખી જાત. વેવાણ આવીયારે. ૧ માથે કેસવાંસની જાળ,વેવાણ. જેનું નેત્ર સરોવરપાર વહેવાણ;૨જેના સુપડા જેવાકાન, વેવાણ. જેનુંમસ્તક ગીરીસમાન. વેવાણ. ૩ એ ની આંખ અંધારો કુપ, વેવાણ. જેનું મુખ દીસે છે કદરૂપ વેવાણ. ૪ હળદાંડી જેવાદંત, વેવાણ. દીઠે જાએ એનો અં ત વેવાણ. ૫ એનાંસ્તનડુગરશાંડોઝા, વેવાણ, કાને ઘાલ્યાં હાથીનાં હોઝા, વેવાણ.૬કોટે ખજુરાનાતનમનીયાં;વેવાણ કાને ઉટના ઓગનીયાં વેવાણ.૭ પાસે રીંછ કહ્લાં વિક્રાળ, વેવાણ. કેહેડેપાડાની ઘુઘરમાળ,વેવાણ. ૮વાંકડાસર્પએના હાથે વેવાણ. બળતી સઘડી મુકી માંથે, વેવાણ. ૯ કોટરા આવી જ્યાંમોરાર, વેવાણ. કુંવરે સામુ ખોળીસાર,વેવાણ ૧૦ જેની પીક ડુંગરશાંડોજાં, વેવાણ. એના મુસ્તકમાં ફરેરો ઝાં, વેવાણ, ૧૧મુખ બોલે વચનનીકરાળ, વેવાણ.દેખીપડે

જાદવનેફાળ,વેવાણ. ૧૨ કોટરી આવી જયાં મોરાર, વેવાણ કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ ૧૩ ચાલ—કોકરા કહેછે કરગરી; એના બાપને ચાંપ્યો પાતાળ; જાણુશેતો ઘણું થયું એછે તમારો બાળ. ૧૪ કરૂણાસાગર કૃપાનિધી, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો એછે તમારો રાંક. ૧૫ ચક્ર ચતરભુજે પાછુ તેડયુ, કરૂણા કરી જગનાથ; નવસેછન્નુ કર છેદી નાંખ્યા,રાખીયા ચાર હાથ.૧૬રૂધીરભર્યો આંસુગળતે આવીચો શીવની પાસ; એમ કહીને પાએ લાગ્યો;સાંભળો પતી કૈલાશ ૧૭એક મારી વીનતી,તમો સાંભળો જગદીશ સાંભળી કોપે ભરાયા, પોતે ઉમીયા ઈશ વલણ—મનમાં રીશ ચઢી ઘણી, તમો સાંભળો રાજકુમારરે;સદાશીવ યુધ્ધે ચડયો, તેણે ધ્રુજીધરા અપારરે.

કડવું ૭૮ મું.

રાગ સારંગ—એ ભરવાડોએપીંડારો ગોકુળમાંચારી ગાય માહારા આપ્યા હાથને, છેદીને કયાં જાય. ૧ બડબડતા ગણેશ ચાલ્યા, ઉદરડે અસવાર; ઉદર ઉપર સ્વામી કારતીક, ચાલ્યાશંકરના કુમાર.૨ સીંહુઉપર વીરચંદ્ર ચાલ્યાવૃષભઉપર શીવરાય;સેન્યા બહુ ભેળી કરી;કહુ તેહ તણોમહીમાય ૩ ડાકણ સાકણ ભુતપ્રેત, પીશાચવંતગાત્ર,દદુકદદુક ચાલે ભુતડા,જેના હાંલ્લાસરખાં માથાં.૪ હરી જઈ કૃતવરમાને કહે છે જાદવને સમજાવો, અસુરનું ઉપરાણું કરી, જોગીડાવઢવા આવ્યો, પશંકર મુખથી બોલ્યા આવી, લાગીમનમાં

જ્વાળ સનમુખ આવી ઉભા રહી; માંહેમાંહે ભાડ ગાળ. ૬ હે કાળા અર્જુનના સાળા, ભરયાઉચાળા જેહ; મધ્યરાતે મથુરાંથી નાઠો, ગયો વીસરી તેહ. ૭ મારી માશી પુતનાને, દહીનાં લીધાં દાણ;મુસાળનુ છેદન કરીને થઈ બેઠા રાજત૮ તું આહીરડામાં અવતર્યો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા સારંગપ્રાણી. ૯ મડેમસાણે ફરતો હિંડે; રાખચોળે અંગ, આક ભાંગ્ય ધંતુરો ચાવેનફટ તારા ઢંગ.૧૦ ડાકણ સાકણ ભુતપ્રેત જે, નીચસાંગરો જોડો બળદ ઉપર ભાર મુકયો, તાહારા ઘરમાં નમળે ઘોડો૧૧રાત દહાડો બાવો થઇ ફરતો, તાહારા ઘરમાં રોતી નારી; ત્યારે કૃશ્ન પ્રત્યે કોપ કરીને બોલ્યાછેત્રીપુરારી. ૧૨ અલ્યા છોકરીઓમાં છાશ પીતો, મદદ મટી થતો મ્હેરી; જગતમાં એવું કહેત્રાયું જે, કાનુડે કાંચળી પેરી. ૧૩ પરનારીશુ ક્રીડા કરતો કેહેવાયો વ્યભીચારી;ત્યારે શંકર પ્રત્યે કોપકરીનેબોલ્યાદેવ મોરારી.૧૪ ભગવાન કહે હું વ્યભીચારી,મુનેબધી વીસ્વેજો યો; તું એવો સાધુ હતો ત્યારે ભીલડીશું મોહયો.૧૫ વચન એવું સાંભળીને, કોપીયાસીવરાય; કહાક લઇનેત્રીસુળ માર્યું શનાર હોય તે થાય. ૧૬ ત્યારે શ્રીકૃષ્ણે મુકયું સુદરશન આવ્યા ચપટ ઘાય; માંહે યુદ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય ૧૭ ગણપતીને કુંવર પ્રદુમન, વઢતાં બન્યો કુમાર વસુમાન ને બટુક ભેરવ, કરતા મારા માર. ૧૮ વિરભદ્રબળરામ સામા યુદ્ધ કરે માંહોમાંહે; શીવને શામળીયો વઢે, ત્યાં જોવા સર

ખું થાયે.૧૯કાળભૈરવકપાળ ભૈરવ તૈક્ષણ ભૈરવસાર; સંહર ભૈરવ ક્રોધે, દંભભૈરવનો માર. ૨૦ ઉગ્રસેનને વીરસેન બે, બળીયા જોદ્ધા કેહેવાય; આપ આપણા ભીરૂ લઇને,યુદ્ધ કરે રણમાંય. ૨૧ ભુત પ્રેત પીચાસવંતર,ડાકેણ વળગેચુસે;અવ ળાપગ જેને ચુડેલ કહીએ,રૂધીરસનુંચુશે.૨૨ કૃષ્ન કેરામારના ભાલા વાગે ભચ;તરવાર્યોની ધારાયે, કોનાંનાકવાઢયા કચ ૨૩ કોઇને અધસાતા કીધા,હાથ તણી લપડાકે,કોઈનેમાર્યા પાટુપાણી, મોંગળને ભડાકે.૨૪ જાદવ કેરા મારથી, બહુઓ ળીયે ઘાલ્યા જાય;કોનેરણમાં રોળીયા,તેનેથરથર ધુજે કાય. ૨૫ પરીઘ ત્રીસુળ તુંબર ફરશી, હસ્તનીાળ છુટે સરરાટ ગડ-ગડતા ગોળા પડે, થાય બહુખડખડાટ. ૨૬ હસ્તીચર્મનેમાં સની, બે પાળ બંધન થઈ;સાગરસુ સંગમ મળ્યો, એમશ્રો ણીતપુરની સરીતા વહી. ૨૭ પાંડુરોગને હૈયાહોડી, ભગંદર કેરી જાત; હર્ષ નારૂને પાઠુ કહીએ, કરણતુલ્ય સનેપાત.૨૮ રોગ તણો માર બહુ દેખી, જાદવ નાશી જાય; રોગનાવરસા દથી કોને ઊભુ નવ રેહેવાય: ૨૯ રોગના વરસાદથી, ચઢી હરીને રીસ; તાવની ટોળી બાંધીને છેદવા માંડયાં શિષ.૩૦ તાવ વાણી બોલીયા,રહેવાનો આપો ઠામ,તમેમુજને પેદાક રીને; કયાં મારા ભગવાન. ૩૧ પાપી તમે મૃત્યુંલોકના,મા નવીના લ્યો પ્રાણ; તાવ કહે્એ કથા સાંભળો, હરીહર કેરૂં જ્ઞાન.૩૨ માહારાજ ત્યાં અમે નહી જઇએ,સાંભળોઅશરણ શરણ; ચતુર માસમાં સાંભળે,જે કોઈ આ ઓખાહરણ.૩૩

તેના સ્વમાતરમાં જોશો તો, છેદી નાંખીશ શીષ; તાવની વાણી સાંભળીને, બોલ્યા શ્રી જુગદીશ.૩૪ ઓખાહરણજે સાંભળે,મન ભાવ કરીને જેહ;તેનેપીડે તો મારી નાંખુએમાં નહીં સંદેહ. ૩૫તાવ કહે એકવાર સાંભળેતેવરસમાંનજાવું બે વાર જે સાંભળે; તેને દીઠેથી નાશી જાઉ. ૩૬ ત્રણવારજે સાંભળે, અમારૂ તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું તમો સાંભળો ભગવાન, ૩૭ ઓખાહરણ જે સાંભળે, તેનું લેઈએ નામ; કોલ લઇને સંચર્યો, ગયો કૈલાશ ધામ, શુ-કદેવ કહે પરીક્ષતને, તમે સાંભળો કહું રાય; વળતી ભાથા ભીડીયા કૈલાશ કેરે રાય ૩૯ શસ્ત્ર એવાં કહાડીયાં તેનો કોઈ ન પામે પાર;ઈશને જુગદીશ વઢતાં કોઇ ન પામે હાર. ૪૦ વજરાસ્ત્ર ત્યાં મેલીયું, પોતે શ્રી ત્રીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહી દેવ મોરાર. ૪૧ નાગાસ્ત્ર ત્યાંમેલીયુંસા મા રહી ઉમીયા ઈશ,ગરૂડાસ્ત્ર ત્યાં મેલયું પોતે શ્રીજુગદીશ ૪૨ પર્વતાસ્ત્ર ત્યાં મેલીયું,સામારહી શીવરાય; ત્યારે વા-વાસ્ત્ર ત્યાં મેલીયું તેનું જોર કહ્યું નવ જાય.૪૪સુરદશનત્યાં કહાડીયુ;કરોધ કરી જુગદીશ;ત્યારે ત્રીશળ તે લઇ રહ્યા,પોતે ઉમીયા ઇશ.૪૩ એકે પોઠીઓને એકે લીધો ગરૂડ; ત્રીશુળને સુદરશન વળગ્યાં,તે આવ્યાં કડાઝુડ.૪૫ તેમાંથીઅગ્નિ વરસે તે બ્રહ્માંડ પ્રલે થાય; શેષનાગ શળકવા લાગ્યો,ભારન ખમે ધરાય.૪૬ બ્રહ્માણી કહેછે બ્રહ્માજીને તમે સાંભળો મા હારા નાથ;શીવને શામળીયો વઢે,નારદે કીધો ઉતપાત.૪૭

રાડ જઇને ચુકવો, તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્મા જી આવ્યા, વીચારીને જ્ઞાન. ૪૮

કડવું ૭૯ મું.

રાગ ધનાશ્રી-આબેમાં કોને નંદુને, સાંભરો શીવ રણુછો ડજી; વિરોધને વેગરો મુકીને, પુરો જગતનાકોડજી.૧શંકર કહેછેકૃષ્ણજીને,તમોકયારેઆવ્યાભગવાનજી; હરીહરબેકોટે વળગ્યા, દીધું ઝાઝુમાનજી ૨ શીવે કૃષ્ણને તાળી મારી, બો લ્યાનો વિવેકજી;વઢનારાતો કોઈકહશેપણ, આપણાએકના એકજી. ૩ કૃષ્ણે ચક્રને પાછુ લીધું,શીવ લાધું ત્રીશુળજીબ્ર હ્માએ આવી સમાધાન કીધું, થયું પૃથ્વીમાં શુલજી.૪શીવે લઇને પાસે તેડયો શોણીતપુરનો નાથજી;અલ્યાતુજનેભુજ આલ્યા માટેવઢવા આવ્યો મુજસાથજી.૫ વળી હોંશહોય તો યુદ્ધ કરો,શામળીયાનો સાથજી;મદ મતસર અહંકારથી મેંખોયા હજારહાથજી. ૬ બાણાસુર કહેહવે વઢુતો,છેદ મારૂ શીષજી;બાણવળતી શરણે ચાલ્યો સાંભરો ઉમીયાઈશજી.

વલણ-મેં ખોયા હાથ હજારને, હવે શીષ છેદાવું રે; જેમ તેમ કરીને જાન તેડાવી પછી કન્યાને પરણાવું રે ૮

કડવું ૮૦ મું.

રાગ સોહીણી-હરીહર બ્રહ્માત્રણે મળ્યા, દુઃખ ભાગીયારે; ત્યારે દાનવનું શું જોર, મળ્યા મન માનીયાંરે.૧બ્રહ્માવિશ્ણું ત્રણ એક છે, દુઃખ ભાગીયારે;તેમાં તે શી વઢવાડ,મળ્યા.૨ શિર બાણ નમાવિયો, દુઃખ શરીરે કૃષ્ણે ફેરવ્યો હાથ, મળ્યા. ૩ કાપ્યા કરની પીડા મટી, દુઃખ. જયારે પ્રસન થયા

જદુનાથ, મળ્યા. ૪ હવે ગરૂડને દ્વારકાં મોકલ્યા, દુઃખ તે ડાવો સઘરો પરીવાર, મળ્યા. ૫ શોળ સહસ્ત્ર એકસો આઠ પટરાણીઓ, દુઃખ. તેડાવો પરીવાર મળ્યા. ૬ ગરૂડ પ્હોચ્યો દ્વારકાં, દુખ, તેડાવે જાદવનાર, મળ્યા. તેડી છપન્ન કોટીની, દુખ તમો તેડો સૌ પરિવાર, મલયા. ૮તે ગરૂડઉપર સૌ એ ચઢયાં, દુખ. ત્યારે ગરૂડની પાંખભરાય; મલયા; મલયા. ૯ તેડી શોણીતપુરમાં આવીયા દુખ. આવી જાદવની સર્વેનાર મલયા. ૧૦ જાની વાસ આપવા મન માનીયાં, દુખ; તેમાં ઉતર્યા છપન્ન કરોડ; મલયા.

કડવું ૮૧ મું.

રાગ ધોળ-પારવતીનેપીયરનાંનોતરડાંરે; બેસવાતોરૂડાંલા વજો પાથરણાં રે; તેડાવોને ઉદીયાચળનેઅટાચળને. તેડાવા વિધ્યાચળ પીનાચળરે; વરરાયને નાવણવેળાથાયરે. વરરાયને પીઠી ત્યાં ચોળાયરે.

કડવું ૮૨ મું.

રાગ ગુજરી-ક્રશ્ન કેરી ઘરૂણી નીદ્રાનવ પોઢશોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો રૂક્ષ્મણી જાગવુંરે બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે અનિરૂદ્ધને તે સંચરો રેંવતી જાગવુ રે વાસુદેવ કેરી ઘરૂણી નીદ્રા નવ પોઢશોરે. અનિરૂદ્ધનેતે લઈ સંચરો; રૂમુમતી જાગવું મહાદેવા કેરી ઘરૂણી નીંદ્રાનવ પોઢશોરે, ઓખાબાઇ નેતે લઇ સંચર પારવતી જાગવું રે ગણપતી કેરી ઘરૂણી નીદ્રા નવ પોડશોરે, ઓખાબાઈનેતેલઈ

સંચરો; સુધ બુધ જાગવું બાણાસુર કેરી ઘરૂણી નિંદ્રા નવ પોઢશોરે ઓખાબાઇને તે લઈ સંચરો; બાણમતી જાગવું રે કોભાંડ કેરી ઘરૂણી નીદ્રા નવ પોઢસોરે.ઓખાબાઈનેતે લઈ સંચરો; રૂપમસ્તુ જાગવું રે.

કડવું ૮૩ મું.

રાગ ધોળ-હલહલહાથણીશણગારીરે,હસ્તતીફરતીસોનાની અંબાડીરે; તેના ઉપર બેસે વરજીની માડીરે,સોનેરીકોર કસુંબલ સાડીરે. માથે મોડભમરીરોઝળકેરે ઉશણાદકે વરને કરાવ્યું સ્નાન, નાના વીધનાં વસ્ત્ર પેહેરાવ્યાં પરીધાન કનકબેર ખાપુંચીઓ બાજુબંધ, અનોપમ ઉપન્યો આનંદ મુગટ મણી મય ધર્યો અનિરૂદ્ધ શીશ, લબક ઝબક ઉદયજ જેવો દીસે કસ્તુરીનું તીલક કર્યુ છે ભાલવળતીતેને ટપકું કર્યું છે ગોળાપાલ હરી હળધરનો જશ બોલે બધા જનજાદવ સહિત શોહે છે જુગજીવન સાત પાંચ સોપારી શ્રીફળ અપાય, વરજીને તો ઘોડી વેળા થાય.

કડવું ૮૪ મું.

રાગ દેશિ ઘોડલીનો—અનિહાં અનીરૂદ્ધની ઘોડલી. ટેક અંત્રીક્ષથી ઘોડી ઉતરી, પુજીએ કુમકુમ ફુલ; ચંચળ ચરણે ચાલતી, એનું કાંઈ ન કરી શકે મુલ.અનિરૂધ્ધજીનીઘોડલી ૧ મોરડે મોતી જડયા હીરા જડીત પલાણ રત્ન જડીતજેના પેંગડાં, તેના વેદ કરેછે વખાણ અનિરૂધ્ધ. ૨ અંગજેનું અવનવું, ઝળકે તે ઝાકઝમાળ; ઝબુકે જેમ વિજળી,તેને કંઠેછે

ઘુઘર માળ. અનીરૂદ્ધ. ૩ દેવદાનવમાનવીરે, જોઈ હરખ્યાતે સુંદીર સ્યામ; થનક થનક ચાલતીરે, એનું પંચ કલયાણીછે નામ. અની. ૪ રૂપવંતી ઘોડી ઉપરરે,અનીરૂધથયાઅસ્વાર પાનનાં આપ્યાં બીડલાંરે,ઉપરશ્રીફળફોફળ સાર અનીરૂધ પહિંડે હળવે હાથીઆરે, ઉલટ અંગ ન માય; સુરીનરમુની જન જાણે વારણેરે, આગળ ઈન્દ્ર રહ્યાછડીદાર. અની.૬સનકાદીક શીર છત્ર ધરેરે, નારદ વેણા વાય; ચંદ્ર સુરજ બેઉ પેગંડરે, આગળ વેદ ભણે બ્રહ્માય. અની. ૭ વાજાં બત્રીસ વાજતાંરે,નગર એને પરદેશ;લોક સર્વે જોવા મળીયું,શોણી તપુર દેશ અની. ૮ રાયે નગર શોહરાવીયુંરે, શોહરાવી છે વાટ; ધજાપતાકા જળહરેરે, શોહરાવ્યાં સોણીતપુરનાં હાટ અની. ૯ દેવ સર્વે ત્યાં આવીયારે,જશ બોલે બંદીજન;જાચક કરે બહુ જાચનારે,જેને હરી ટળે નીરધન, અનિ.૧૦ રામણદીનો કર રૂક્ષમણીરે, લુણ ઉતારે બેની ધીર; ગાન કરેછે અપસરારે, ત્યાંતો જોવા ઇચ્છે જદુવીર, અની. ૧૧ એવી સોભાયે વર આવીયારે, તોપણ ખોટી થાય વરરાય;સાળો છાંટે છાટણાંરે, મળી માનુની મંગળગાય, અનિ.૧૨ઘુસળ મુસળ રવઈઓરે, સરીઓ સંપુટત્રાક, ઈંડી પીંડી ઉતારતાંરે વરનું તીલક કરી તાણ્યું નાક, અનિ. ૧૩ નાચે અપ્સરાઈદ્રનીરે, નારદ તુમુર વાય;મધુંરી વાણી વાજતીરે; એવો આનંદ ઓછવ થાય, અનિ. ૧૪ પુંખવાઆવી પ્રેમદારે, માથે મેલી મોડ; રામણદીવો જળહળેરે,રૂક્ષમણી ઘાલ્યો મોડ.અ

નિ. ૧૫ ગળે ઘાટ ઘાલી તાણીયારે, આવ્યા માહેરા માંહ્ય; આડા સંપુટદેવરાવીયારે ત્યાં વરત્યોછે જેજેકાર.અની. ૧૬ ઘોડી ગાયને સાંભળે, તેને ગંગા કેરૂ સ્નાન; વાંઝીઓપામે પુત્રનેરે, નીરધનીઓ પામે ધન. અની. ૧૭

કડવું ૮૫ મું.

બાણાસુર પખાળે ચરણ,સોભા ઘણારીરે;ત્યાંતો બ્રાહ્મણ તી મામવરૂણ, સોભા ઘણેરીરે.૧ત્યાંતો પહેલું મંગળવરતાય સોભા. પહેલે મંગળ સોનાનાં દાન અપાય, સોભા. ૨ દાન લેછે કૃષ્ણનો સંતાન, સોભા.ત્યાં તો બીજું મંગળ વરતાય સોભા ૩ ત્રીજે મંગળ ધેનુનાં દાન અપાય, સો. ત્યાં તો ત્રીજુ મંગળવરતાય; સો. ૪ મંગળ હસ્તીનાં દાન અપાય સો. દાન લેછે કૃષ્ણ સંતાન, સો.૫ ત્યાં તો ચોથું મંગળ વરતાય, સો, ચોથે મંગળ કન્યાનાં દાન અપાય સો. ૬ ત્યાં તો વરત્યાં છે મંગળ ચાર; સો. આપે ગરથ સહીતા ભંડાર, સો. ૭ લાવે બાણુમતી કંસાર સો. ત્યાં તો પીરસે છે ચાર વાર, સો. ૮ ત્યાં તો આરોગે નરનાર, સો. ત્યાં તો દુધડે સ્નાન કરાવે, સો.૯ ચાર સોભાગ્યવંતી બોલાવે, સો. ઓખા સૌભાગ્યવંતી કહેવરાવે, સો. ૧૦ ઓખા અનીરૂદ્ધ પરણીને ઉઠયા શો. ત્યાં તો શોનૈયે મેરૂ ત્રુઠયા શોભા. ૧૧

કડવું ૮૬ મું.

બાણાસુરગોરવનોતરે;સૌકો સાથસુરે;સાથેજમણુનીશી

રીત હળધર ભ્રાતશુરે; શ્રીકૃષ્ણ કરે પ્રમાણ હળધરભ્રાતશુરે. તમો ગોરવ વેળા પધારજો સૌકો આવજોરે, સાથે માણસની શી રીત ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઇ જયાં વરની માવડીરે; તેના કુમકુમ રોળ્યા પાય જઈ પાયે પડારે. અનિરૂદ્ધની માવડી બોલીયાં રીત અસારીરે; તમારીપરઠણ જેહ મનાવું ગોરડીરે; બાણુમતી બોલીયાં રીત અમારીરે; ગોરવ મનાવિને ચાલીયા મનશું માલતાંરે. હાલ હાલ કરો રશોઈ રાંધણુ ચાલતાંરે; જાન બહુ પ્રકારનિ ગણુતાં કાંઈ નવિ લહુરે કાંઈ વસ્તુ અનેક ગણુતાં સઉ કહુરે; જાદવ કેરી જોડી સઉકો સાથસુરે આવ્યા શ્રી કૃશ્ન મહારાજછપન કરોડશુરે વેવાઇનિ વાતકાંઈસાંભળિરે; ભોજન કરવાઠામઠામ જુગતિઓ ભલીરે આજ્ઞા આપી રાય સૌકો બેઠા થયારે, એતો સ્નાનકરી મંદિરમાં ગયાંરે સ્મરણ કીધું નાથનું બેઠા બેસણેરે; નવજોબન વંતિ નાર નિકળિ પીરસણેરે; ચકમકના તકીયા ઘણા ઝારા નેલોટડારે, માંહે બેસણુબહુ વિવેક દીસેપુટડારે બાવનપરની થાળીસોનાનાવાડકારે પીરસનારીપ્રમાણુ જમનારા લાડકારે ખાંડ પકવાનના મેવાબહુઘણારે, પુરણને દુધપાક સાકરીયા ચણારે; ગોટા ગળીયા તડબુચાં આંબા સાખશુરે; પિસ્તાંને અખરોડ દાડમ દ્રાખશુરે. તલસાતળિ મોળાં દહીથરાં શેવ છુટી કળીરે ખોબલડે પીરસે ખાંડ મરકી બેવડીરે; ખાજાં જલેબી દસમી દળિયાં મશમસ્સેર, ઘેબરને મોતિચુર જમતાં સહુ હસેર, મગદળને મેસુર પેંડાલાવિયારે; પકવાન બીજાં

અનેક લાખણુશીભાત્રીઆરે.બાટમંધટા રાધીયા માંહેખાંડ ભેળિરે; ગવરીનાં તાળ્યાં ઘી સેવા ગળગળારે;સારે કર્યા કં- સાર પોળી પાતલિરે, સાકરની મીઠાશઆણી કચોળેભરીરે જમવા બેઠી નાર જાદવબાપડીરે; જમતાં કહેભલાંરે લવીંગ સોપારી એલચીપાન સમારીઆંરે; બીડલે બાસઠપાન સૌને આપીઆરે; સાજન હતું શ્રી કૃષ્નનું તે સર્વે જમ્યુંરે; પ્રેમા- નંદના નાથ ત્યાં વહાણું થયુંરે.

કડવું ૮૭ મું.

રાગ પેહેરામણીનો-આપ્યું મુકયું સર્વે પોકયું;કન્યાનેવળા વો, માહારા નવલા વેવઇઓરે.રથ ઘોડાનેપામરીયા;સૌ જા દવને બંધાવો; બંધાવો માહારા નવલા વેવાઇઓ.જરકશી જામા તમે કૃષ્નને પેરાવો; માહારા નવલા વેવઇઓ, પંચવ- ર્ને શણગાર;તમે જમાત્રને આપો; મહારા. દક્ષિણનાં ચીર રાણી રૂક્ષમણીને આપો; માહારા.જરી મુગટનેશાલદોશાલા જાદવને તમે આપો; મહારા. સાળુ ઘરાચોળાને ઘાટ ઘણેરા સતિ સતભામાનેઆપો; મહારા. પાટણના પટોળાંરાણીજા બુવંતીને આપો; મહારા. વલણ-પેરામણી પુરણ થઇ,હઇડે હરખ ન માયરે;કન્યાતેડી કોડે કરી,હવે કૃષ્ન દ્વારકાં જાયરે.

કડવું ૮૮ મું.

રાગ વેલાડી-ઓખા ચાલી ચાલણેહારા, સઇયરો વળાવા સંચરી; ઓખા ઉભી રહે મળતીજા, માને વહાલી દીકરી. કોઈ લાવે એકાવળ હાર,લાવે સોનાનાં સાંકળાં; કોઈ લાવે

સોળ શણગાર;ઓખાબાઇને પેહેરવા, ઓખાને વળતાં બો લીઆં કહેબાઈરે, ચીત્રલેહા આવ ઓરી લાવ્ય વાહરે;આલે સોનાનાં સાંકળાં બોલ્યા બાઈરે,શુંકરેસોનાનાંબોલ્યાબાઈરે તારા ગુણુ ઓશીગળ થાઉ બોલ્યાબાઈરે,નીતનીતગોમતીને રણુછોડ આવ્યા નહીરે; ત્યાં મુજને સંભારજ્યો બાઈરે એ- ટલે પોહોચ્યા કોડ લાવ્યા વાહીરે.

કડવું ૮૯ મું.

રાગ ધોળની દેશી–ઓખાબાઈતો સાસરીએ હવે જાયરે, માનુની તો મળી મંગળ ગાયરે;રથ અગ્ર પઈડું ત્યાં શ્રી ફળે સીંચાયરે, ઓખાબાઇને લાડકચોળુ અપાયરે ઓખાબાઈને શીખામણુ દેછે માયરે.

કડવું ૯૦ મું.

રાગ બીભાસ—સાસરીયાના સાથમાં, તુંડાહીથજે દીકરી હું તુજને સીખામણુ દેઊ,તેરખેજતીત્રીસળી. સાસરીયાના સાથમાં, હળવેહળવેચાલીયે;સાસરીયાનાસાથમાંખોળેખા વુંન ઘાલીયે.સાસરીયાના સાથમાં કંથસારૂમાલીયે,સાસ- રીયાનાસાથમાસઇડકોઆઘોતાંણીયે;સાસરીયાના સાથમાં સસરોબેઠાહોયતોપીતાનાઠેકાણે જાણીયે સાસરીયાના સાથ માં કુવે વાતનકીજ્યે; સાસરીયાનાસાથમાં પરપુરૂષ આવ તો હોયતો વાતકરતાંબીજ્યે,સાસરીયાના સાથમાં સાસુને ગાળન દીજ્યે.સાસરીયાયાનાસાથમાંઢુકીપાણીનવલીજ્યે સાસરીયાના સાથમાં પરપુરૂષની હસી તાળી નવ લીજ્યે;

પેઉજીને પરમેશ્વર જાણી, પગ ધોઈ પીજીયે.

કડવું ૯૧ મું.

રાગ ફટાણાનીચાલ-આવ્યો દ્વારકાંનો ચોર, લાખેણીલા ડીલેઇ વહુચોરે;જેણે વગડે ચાર્યાં ઢોર, લાખેણી. હાર્યોહાર્યો બાણાસુર રાય કલ્યાણરાય જીતીયારે; વેગે વહિને આવ્યોવ દ્વારકાંનીમાંયકેશવરાયજીતીયારે;રાણી રૂક્ષમાણીએ વધાવી ને લીધા, ત્રીકમરાય જીતીયારે; તેતો પુરાણે પ્રસીદ્ધ;ઢીઘલ મલ જીતીયારે.તેતો ગોત્રજ આગળ જાય,કલ્યાણરાયજીતી યારે;બંનેનાંહાંથકાંકણ મીંઢળછોડાય,કલ્યાણરાયજીતીયારે

કડવું ૯૨ મું.

રાગ ધોળ મંગળ-તારાબાપનો બાપતેડાવ, છોગાળાદોર ડો નવછુટે તારો ક્રશ્ન વડુવો તેડાવ, છબીલા દોરડો નવ છુટે તારી રૂક્ષમણી માત તેડાવ. છબીલા. તારો પ્રદ્યુમન તાત તેડાવ છબીલા. તારી રતુમતીમાત તેડાવ. છબીલા. બ્રમા-નીવાળીગાંઠ તે કેમછુટીજાય, છબીલા. તારો બળભદ્ર કાકો તેડાવછબીલા. તારી રેવતીકાકી તેડાવ, છબીલા. અનીરૂધ્ધે બાંધી ગાંઠ દોરડો ઓખા છોડવા જાય છેબીલા. બેઠી ગાઠ કરીનેતે કેમ છુટી જાય. હો લાડી. તારો બાણસુરતાતતેડાવ હો લાડી. તારી બાણમતી માત તેડાવ હો લાડી. તારો શંકર તાત તેડાવ, હો લાડી. તારાં પારવતી માત તેડાવહો લાડી તારોગણપતી ભ્રાતતેડાવ હો લાડીતારીસુધ બુધભો-જાઈ તેડાવ હોલાડી. તારી ચીત્રલેહા ચોર તેડાવ, હો લાડી.

ઓખા છોડે દોરડો,તેજાદવજુ રંતી ગાય; છબીલા. બેડી ગાંઠ તે થઇ કરીને તે કેમ છુટી જાય. છબીલા દોરડો કેમ છુટે.

કડવું ૯૩ મું.

રાગધનાશ્રી-રીતભાતપરીપુરણ કરીને, ઉઠયા કૃષ્ન તનજી નવુંરે મંદીર વસવાને ત્યાં આપ્યુંરે ભોવનજી એકવાર શ્રી કૃષ્ણે ઓખાને,ખોળામાંહેબેસારીયાજી;માગવુંહોયતેમાગી લેજે,તુંછે વહુવર અમારીજી.મારા બાપને એક દીકરો, તમે આપોરે ભગવાનજી;ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજીબાણાસુરનોગયાસુર,વંશવધારણહારજી,કહીકથાને સંદેહ ભાગ્યો પરીક્ષત લાગ્યો પાયજી શુકજીઅમને પાવન કીધા સંભળાવ્યો મહીમાયજી; આરાધુ ઈષ્ટગુરૂદેવને, ગણુ-પતીને લાગુ પાયજી શ્રોતા વકતા સમજતા કહેકવી કરજોડજી; ભાવધરી સહુ બોલજયો, જેજે શ્રી રણછોડજી.

ઈતી શ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી શુકદેવ પરિ-ક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ.

શ્લોક.

અચ્યુતં કેશવં રામનારાયણં ।। કૃષ્ણ દામોદરં વાસુદેવ હરે ।। શ્રીધરં માધવં ગોપીકા વલ્લભ ।। જાનકી વીનાયક રામચંદ્ર ભજેત. ।। ૧ ।।



# અમરચરિત્ર.

ભાગ ૧-૨-૩ જો.

( ભગત બાપાલાલ વેણીરામ કૃત )

આ પુસ્તકમાં સત્ય, શિક્ષણ, જ્ઞાન, નીતીભાવનના પ્રકાશ. ધ્રુવ, કમાલ, સુમેધા, મયુર-ધ્વજ, સુદામાજી, ચંદ્રહાસ, ચામગામનો વિવાદ વગેરે ભક્તો [illegible] મધુર ઉત્તર આપનો તેમજ બીજાં બોધપ્રદ દૃષ્ટાંતો આપ્યાં છે.

# બસોબાવન વૈષ્ણવની વાર્તા.

( શુદ્ધ ગુજરાતી ભાષાંતર. )

આચાર્યજી શ્રી મહાપ્રભુજીના સેવકો વગેરેનું આમેહુબ વર્ણન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે વૈષ્ણવોને આ પુસ્તક પ્રાણ સમાન પઠન કરવા યોગ્યછે, માટે દરેક વૈષ્ણવો કલ્યાણાર્થે આ પુસ્તક ખરીદવું યોગ્ય છે, અક્ષર ઘણા મોટા છે.

# ભકતમાળ પ્રસંગ.

સરળ ગુજરાતી ભાષામાં આ સંસારમાં ઇશ્વર ભક્તિજ જન્મ મરણાદિ સકળ દુઃખોને ટાળનારી છે. જન્મ જન્માંતરમાં પરમ સુખ આપનારી છે. આ પુસ્તકમાં એકસો સીત્તેર ભગવદ્ ભક્તોનો અપૂર્વ ભક્તિમય ઇતિહાસ આપવામાં આવ્યો છે.

# મણિરત્નમાલા

( ગુજરાતી ભાષા અને બાળબોધ અક્ષરમાં ) યથા નામા તથા ગુણા—એ કહેવતાનુસાર આ ગ્રંથનું જેવું નામ છે તેવોજ તેનો પ્રભાવ છે.

# શિક્ષાપત્ર.

( શ્રી હરીરાયજી કૃત મોટું ) મૂળ શ્લોક અને ગોસ્વામીજી શ્રીમદ્ ગોપેશ્વરજી મહારાજે કરેલી ટીકા આધારે ગુર્જર ભાષામાં.

# સ્પર્શકાન્ત.

આ પુસ્તક સંસાર સાગરમાંથી તરવા એક નોકા રૂપ છે. આ પુસ્તકમાં સંસાર વ્યવહા-રમાંજ રહી કૈવલ્યપદનો માર્ગ દેખાડેલો છે, વિશેષમાં ધાર્મિક બાબતો દૃષ્ટાન્ત સિદ્ધાંતી રૂપે આપેલી છે.

## બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરનાં દોહરા અને તેમાં રહેલો ગુઢાર્થ સરલ ભાષામાં એવો વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટી, ઇશ્વર, મૃત્યુ વિગેરે સબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂં જ્ઞાન આપી નુતન જીંદગીમાં કરાવે છે. પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની કરે એવો એમાં અદ્ભુત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલાં આ કર્શક છેકે તેનો વાંચવાથીજ સારોખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનું પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ ૭॥×૫॥ ઇંચ લાંબું પહોળું ગ્લેજ ઉચાં પૃષ્ટ સંખ્યા ૩૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુઠું છતાં કિંમત રૂ. ૧-૦ પોસ્ટેજ માફ.

## શાક પાક પકવાન્ન શાસ્ત્ર.

મનુષ્ય જીંદગી નિભાવવાને ખોરાક એ મુખ્ય ચીજ છે; પરંતુ જો તે કરવામાં ન આવે તો દેહને પોષણ કરવાને બદલે ચુંક, શુળ, ઉલટી, આફરો, અજીર્ણ વગેરે અનેક દરદો ઉત્પન્ન કરે છે અને તેથી ખેરાક કેવી રીતે તૈયાર કરવો તેનું જ્ઞાન તે ધંધાના માહિતગારો પાસેથી મેળવી આપવામાં આવ્યું છે આમાં દક્ષણી, બંગાલી અને પંજાબી રીત રીવાજનાં શાક, પાક, પકવાન, મુરબ્બા, અથાણાં, ભાજી, ચટણી અને મસાલાદિ પણ વિષયનો સંગ્રહ છે. દરેક સ્ત્રી પુરૂષોને એકવાર વાંચવા ભલામણ છે. ગ્લેજ કાગળ, પાકું સોનેરી પુઠું. કિં. ૨ રૂ. પોસ્ટેજ બે આના.

## ભવિષ્ય ફળ.

જેમાં રૂ, સુવર્ણ, અફીણ, ચાંદી, ઘઉં, અળસી, મરચાં, તલ, તેલ, વગેરે દરેક વસ્તુની તેજી મંદી તથા સુકાળનો દુકાળનો નિર્ણય દર્શાવ્યો છે રૂ. ૦—૪—૦ બહારગામવાળાઓએ ટપાલ ખર્ચ સહિત ૦—૬—૦ ની ટીકીટ મોકલવી.

મળવાનું ઠેકાણું,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા